






# હાજીબાબા ઇસફાની:

તેનાં

## સાહસ કર્મોનો રસીલો અહેવાલ.

પુસ્તક પેહલું.






કીંમત આના આઠ.




તેનાં સાહસ કર્મોનો રસીલો અહેવાલ.

## પ્રકરણ ૧ લું.

### હાજીબાબાનો જન્મ તથા કેળવણી.

મારો બાપ **કરબેલાઇ હશન** ઇશફાંન શહેરનો ઘણોજ પ્રખ્યાત હજામ હતો. જ્યારે તે સતર વરશની ઉમરનો હતો ત્યારે તેની દુકાનની પડોશમાં રહેનાર ભુશારીની છોકરી સાથે તે પરણ્યો હતો, પણ તે લગનથી તે સ્ત્રીએ કાંઇ શુખ જોયું નહીં કેમકે તે વાઝની હતી તેથી તેણે તેણીને તજી મેલી હતી. તેના હલકા હાથની હજામતની તારીફ જાબજા થવા લાગી એટલુંજ નહીં પણ સોદાગર લોકોમાં તેની ઘરાકી ઘણી વધવા લાગી જેથી કરી વીશ વરશની મેહનતના ફળમાં તેની પાસે એટલી તો પુંજી એકઠી થઇ કે જેથી બીજી એક સ્ત્રી સાથ પરણવાને તેનેથી બની આવ્યું. તે હજામને ચહડતી હાલતમાં આવેલો જોઇ એક માતબર નાણાવટીએ પોતાની દીકરી તેને લગનમાં આપી. **કરબલાઇ હસને** તે નાણાવટીની લાંબી મુદત સુધી રમતે હાથથી જે હજામત કીધી હતી તેથી તેની કારીગરી વિષે તેના મનમાં અચ્છો વિચાર બેઠેલો હતો. તેથી પોતાની દીકરીને હજામને ઘર આપવાને તેણે કાંઇ અડચણ લીધી નહીં. થોડોક વખત સુધી પોતાની પેહલી બાયડીની આજીજી તથા અદેખાઇથી દુર રહેવા સારૂ તથા પોતાના સસરાનો સારો વિચાર મેળવવા સારૂ કરબલામાં હુશેનની કબર છે ત્યાં તેણે હજ કરવાનો ઠરાવ કીધો. તેનો સસરો જોકે ખોટા શીક્કા ઉભા કરી બજારમાં પસાર કરતો હતો તોપણ તે પીરમરદમાં ખપવાની જુકતી કરતો હતો. તે હજ કરવા ગયો ત્યારે પોતાની સાથે પોતાની નવી બાયડીને લેતો ગયો. અને મને તેણીએ રસ્તે જતાં જન્મ આપ્યો. આ હજ કરવા જવાની આગમચ મારા બાપને હસન હજામ કરીને બોલાવતા હતા પણ ત્યારપછી સદા તેને **હસન કરબેલાઇ** કરીને બોલાવતા. મારી માએ મને લાડમાં ઉછારી મારો બગાડો કીધો હતો. તેણીને ખુશી રાખવા મને **હાજીબાબા** કરીને સર્વે લોકો બોલાવવા લાગ્યા અને એ નામ મને આખા ભવ સુધી ચોંહટી બેઠું તે સાથે વલી મને ન ઘટે તેવુ માંન મળવા લાગ્યું. હાજીનું માંનભરેલું નાંમ તેવાજ લોકોને આપવામાં આવે છે કે જેઓ મકાની પવીત્ર કબર આગળ હજ કરી આવે છે.

મારો બા[illegible] યારે હજ કરવા ગયો ત્યારે તેણે પોતાંના ધંધાનુ કામ પોતાને હાથ તળે રાખેલા [illegible] જ્યારે તે હજ કરી પાછો આવ્યો ત્યારે તે કાંમ પાછું પોતાનાં હાથમાં [illegible] અને ચાલાકીથી પોતાની ઘરાકીમાં વધારો કીધો [illegible] [illegible]રખો લાગ્યાથી, વેપારીઓ તથા સોદાગરે

ઓડાવવાને સંખ્યાબંધ જતા હતા એટલુંજ નહીં પણ આખુંદો, મુલ્લાઓ અને મુફતી જતા હતા. મને પણ હજાંમપતી સાથે વળગાવવાનો મારા બાપે ઠરાવ રાખ્યો મારા સારાં ભાયગે મારા બાપની દુકાંન ઉપર આવજાવ કરતાં એક મુલ્લાંનું ચીત ઉપર દોડયું અને અમારા ઘરની પડોસમાં એક મશજીદ હતી ત્યાં તેણે એક નીશાળ કાહડેલી હતી ત્યાં મને બોલાવી લખવા તથા વાંચવા શીખવ્યો ને તેની મેહનતનાં અવેજમાં મારો બાપ દર અઠવાડીએ તેની હજામત કરતો હતો. બે વરશ સુધી તેની પાસેથી કેળવણી લીધાથી હું કુરાંન પઢવા શીખ્યો તથા અરબી તથા ફારસી હરફથી લખવા લાગ્યો. જ્યારે નીશાળમાંથી ફારગ થતો ત્યારે મારા બાપની દુકાંને જતો અને તેનાં ધંધાને લગતા સબકોનો મુળ તત્વ હાસલ કરવા લાગ્યો. દુકાન ઉપર જ્યારે રોજ કરતાં વધારે ઘરાકો આવતા ત્યારે ખચ્ચરનાં તથા ઉંટના સારવાંનાનું માથું મુડવાની મારો બાપ પરવાનગી આપતો હતો પણ મારી પેહલી કોશીસ તે બાપડાઓને ઘણીજ ભારી પડતી હતી.

જ્યારે હું સોળ વરશની ઉંમરે પોહચ્યો ત્યારે વીદ્યાર્થી દાખલ કે હજામ દાખલ હુસ્યાર થયો તે પીછાણવાને ઘણું મુશકેલ લાગ્યું હતું, માથુ મુડવાના, કાન કોતરવાના અને દાહડી કાતરવાનાં કામો ઉપરાંત હમામખાનાને લગતાં કામો ઘણીજ સારી રીતે બજાવવા હું સીખ્યો હતો. અંગને રગડવાનો તથા ચંપી કરવાનો હુંનર જે ટરકી, કેસમીર તથા હીંદમાં વખણાયલો છે તે હુનરોથી જેટલો હું પાવરદો થયો તેટલા થોડાજ લોકો થયા હશે. હાથ પગના સાંધાના કકડા ફોડવાની હીકમત મારી પોતાનીજ શોધેલી હું વાપરંછું.

મારા મુલ્લાંએ મને નામીચા કવીઓના લખાનથી એટલો તો વાકેફ કીધો કે સાઅદી તથા હાફેજના લખેલા કેટલાએક બેતો તથા કહેવતો મેં મોહડે કરી રાખી હતી તે વાત ચીત કરતાં બોલ્યાથી મારાં ઘરાકોમાં ઘણીજ ખુશાલી પેદા કરતો હતો અને તે સાથે મારો હલક પણ કુદરતથીજ સરસ હતો તેથી જે લોકો મારી પાસે માથુ મુડાવતા અથવા ચંપી કરાવતા તેઓને ગાયનથી પણ હું રમુજ આપતો હતો. હું હેંકાર કરીને તો બોલતો નથી પણ હાજીબાબા શોખી તથા મોજી લોકોને ગમત તથા રમુજ આપવાને અગતયનો પુરૂપ થઇ પડયો હતો.

મારા બાપની દુકાન પાદશાહી વંજાવરખાંનાની પાસે હતી. એ વંજાવરખાનું ઇસફાન શેહરમાં સર્વેથી મોટું હતું અને દેશ દેશની વંજારો એ જગોએ એકઠી મલતી હતી અને દેશ તથા પરદેશનાં તમામ વેપારીઓ ત્યાં જમાવ થતા હતા. મારા સરખા એક પણોતા પુત્રની હાજર જવાબી ખશલતથી તેવા સોદાગરોને ગમત મલ્યાથી મારા બાપની કમાઇમાં ઘણો વધારો થયો હતો. તેઓ માહેલા બગદાદ શેહરનો એક સોદાગર માહરી ઉપર ઘણોજ મોહી પડયો હતો અને હજામતનાં કારણ સર જ્યારે તે દુકાન પર આવતો ત્યારે કારીગરીનો વધારે અનુભવ ધરાવનાર મારા બાપને પડતો મેલી મારી કારીગરીનો હંમેશ લાભ લેતો હતો. તે શોદાગર મારી સાથે તુરકી ભાષામાં વાતચીત કરતો હતો કે જે ભાષાની મેં થોડીક માંહીતી મેળવી હતી. એ રીતે તેની સાથે વાતચીત કરતાં તેને જે જુદા જુદા દેશોની મુલકગીરી કરીને અનુભવ મેળવ્યો હતો તે વિષે તથા તે તે મુલકોની ખુબસુરત સ્ત્રીઓ વિષે વાતો કરતો તેથી તેવા મુલકોમાં મુસાફરી કરવા જવાનો મારો શોખ દીનપર દીન વધતો ગયો. એ શોદાગરને તે વેલાએ નામું : [illegible] નવીસીંદો રાખવાની જરૂર હતી અને હજામતના ધંધાની સાથે નવી [illegible]

[illegible] ણે મને મન ભાવતો મુસારો આપવા માંગ્યો

કરવાને મેં કબુલ કીધું અને તેજ વેલા આ મારા ઠરાવ વિષે મેં મારા બાપને ચેતવણી આપી. પરદેશ ભોગવવાની મને રજા આપવાને મારો બાપ જરાક પણ ખુસી હતો નહીં તેથી તે મને નસીહત કરવા લાગ્યો કે હાથમાં આવેલો ધંધો છોડી જેમાં ધાસ્તી અને ફેરફાર ખમવો પડે તેમાં જાણી જોઇને પડવું એ કાંઇ અકળની વાત નથી, પણ તે શોદાગર કેટલી ફાયદા ભરેલી સરતો કરી મને લઇ જવા માંગતો હતો તે જ્યારે તેને જણાવ્યું ત્યારે રફતે રફતે મને મના કરવાનુ કામ મેલી દીધું અને મને બાપીકા આશીરવાદ દેઇ અસ્તોરાનો એક કેસ ભેટ કરી રજા આપી.

આગળ જતાં હું માતબર અને મોટું આદમી થઇશ એવા તેના ઉમેદ ભરેલા વચનોથી મારી માને મારી જુદાઇથી ઉપજેલો ગમને દુર કરવાને અથવા તેણીએ જે મારા જીવની ધાસ્તી રાખેલી તે ધાસ્તી મીટાડવાને કોઇ પણ રીતે મારો બાપ ફતેહ પામ્યો નહીં. તે સાફ કેહવા લાગી કે એક સુની મુસલમાનની ચાકરીમાં કસી હાસલ નથી તોપણ તેણીએ પોતાનાં હેતની નીશાન તરીકે ભાગેલી બીસ્કોટનો એક બાકશ મને ભેટ કીધો અને તેની સાથે મલંમનો એક કીમતી ડબ્બો આપી કહ્યું કે તે જખમ ઉપર ચોપડવામાં તથા બીજા મરજ ઉપર વાપરવામાં ઘણો ઉપયોગી થઇ પડશે.મારી સફર હું ખુશાલી સાથે કરી પાધરે પાધરો સલામત અને આબાદી ભરેલો ઘર તરફ પાછો ફરૂં તેના સગનમાં તેણીએ મને ફરમાવ્યું કે મુસાફરીએ જતા ઘેરનાં બારણાં તરફ જોઇ પગ બાહેર કાહડવો.

---

## પ્રકરણ ૨ જું.

### હાજીબાબા પોતાની મુસાફરીનો પ્રારંભ કરે છે, તેની ઉપર તુરાંની લોકો હલ્લો કરી તેને કેદ પકડે છે.

મારો શેઠ **ઓસમાન આગા** મસેદ તરફ મુસાફરીએ જવા નીકળ્યો. તેની તેમ કરવાની મતલબ બોખારાના હલવાંનના ચાંમડા ખરીદ કરવાની હતી અને તે ચાંમડા કાનસ્ટાનતીનોપળમાં વેચવા લઇ જવાને તેણે ધારયું હતું. મારો સોબતી મુસાફર ઠીંગના બેઠા કદનો, મોટા માથાનો, લાંબા ભરેલા નાંખનો અને કાલી ભરેલી દાહડી વાલો હતો. તે એક ભલો મુસલમાન હતો ને નીમાંજ કરવામાં ચુસ્ત હતો. અને ગમે એવી ઠંડી પડતી તોપણ પગ હાથ ધોતી વેળા પોતાના પગમાં પેહરેલા મોજા કાહડી નાંખ્યા વગર રેહતો ન હતો. અલીને માંનનારા લોકોનો તે દુશમન હતો પણ જ્યાં સુધી તે ઇરાનમાં રહયો ત્યાં સુધી તે શોચનાં તેના દીલમાં રાખી મલેલી હતી. તે પૈસાનો અતી ઘણો ભુખ્યો હતો અને પોતાના પૈસા સલામત રેહ એવી જગયામાં મેલ્યા છે કે નહીં તે તપાસ્યા વીણા કદી નીંદ લેવા જતો ન હતો. તોપણ તે પોતાનાં સુખ ચેનને માટે હંમેસ ચીલંમને કાંમમાં લેતો. પુસ્કળ ખાતો અને ચોરી છુપાઇથી સરાબ પીતો અને જે લોકો જાહેરદારીથી દારૂ પીતાં તેઓની ઉપર હજારો લ્યાનત નાખતો!

સોદાગરોની વંજારો વસંત રૂતુમાં એકઠી મળવાનો ઠરાવ રાખેલો હતો અને અમોએ રવાને થવાની તૈયારી કીધી. મારા શેઠ પોતાને વાપરવા સારૂ તથા બેસવા સારૂ એક જોરાવર ડોલતું ખચ્ચર ખરીદ કીધું અને મારે માટે એક ઘોડો લીધો. તે ઘોડા પર મારા વતરોગે શેઠનો હુકકો તથા તેને લગતો બીજો સામાન લાદયો હતો. તે ઉપરાંત મારાં કપડાંનો બાકસ હતો. એક સીધન જે અમારે કાજે ખાનું પકાવતી, ગલીચો પાંથરતી, ઘોડા ઉપર સામન લાદતી, અને સામન છોડી ઉતારતી, તે એક બીજા ખચ્ચર ઉપર બેસતી. તેજ ખચ્ચર ઉપર બીછાના, ગાલીચા,

અને રાંધવાના વાસણ પણ લાદવામાં આવતા હતા. એક ત્રીજા ખચ્ચર ઉપર બે તરંકો મારા શેઠના કપડાં તથા બીજો જરૂર જોગ સામાન ભરીને મેલેલી હતી.

અમારા ઉપડવાની એક દીવસ આગમચ તે દાનાવ **ઓશમાને** પોતાના ફેંટાના ધાબાની સાથે પચાશ ડયુકટ શીવી લીધા હતા કે વખત વેલાએ કામ લાગે. ડયુકટની વાત હું શીવાય બીજું કોઇ જાણતું ન હતું અને પરચુરણ ખરચને સારૂ જે ફાલતું નાણું તેની પાસે હતું તે તેણે ચામડાંની કોથરીમાં ભરી તેનાં મોહડાં શીવી લઇ ટરંકોની વચોવચ મેલી ઉપર કપડાં ઢાંકી રાખ્યાં હતા.

જુદી જુદી જાતનાં માલની વંજાર કુચ કરવાને તૈયાર થઇ. તે વંજારમાં પાંનસો ઘોડા તથા ખચ્ચર અને બસો ઉંઠ હતાં. તેઓ માહેલા કેટલાક જાનવરો ઉપર ઇરાન દેશનો ઉતર તરફના મુલકોને બરનો માલ લાદેલો હતો. એ વંજારમાં આસરે ૧૫૦ આદમી વેપારી સોદાગર, ઉઠના સારવાંનો ઘોડાવાલા તથા બીજા ચાકર નફરો મલીને હતાં. તે ઉપરાંત કેટલાક હાજીઓ જેઓ મેસેદ મધેની ઇમામ રાજાની કબરની હજ કરવા જનાર હતા તેઓ હતા. જે લોકો હજ કરવા જાય છે તેઓને બીજા લોકો કરતાં ઘણુંજ વધારે માન મલે છે. તેથી આ વંજારની સાથે હાજીઓ પણ મુસાફરી કરવા નીકળ્યા હતા તેથી એ વંજાર ઘણી માન અને દબદબા ભરેલી લાગતી હતી.

આ પ્રસંગે દરેક આદમી હથ્યારબંધ રેહછે અને મારો શેઠ જે બંદુકનો આવાજ સાંભળતાને વાર હંમેસ પોતાનું માથું ફેરવતો અને ખેંચેલી તળવારને જોઇ હલદ સરખો ફીક્કો પડી જતો તેને પોતાની પીઠ પાછલ એક લાંબી બંદુક ઓળવી તથા કમરે એક વાંકી ટુંકી તલવાર લટકાવી અને પોતાના કમરબંધમાં બે મોટી પીસટોલ ખોસેલી હતી—તેના શરીરની બાકીની જગ્યા લડાઇના બીજા અસબાબ તથા સામાનથી રોકેલી હતી. પગથી તે માંથા સુધી હું પણ હથ્યારબંધ થયો હતો અને મારા શેઠના કરતાં વધારે હથ્યારમાં મને એક મોટો ભાલો આપવામાં આવ્યો હતો.

પોહર ફાટતાં અમો ઇશફાન શેહરની ઉતર તરફની પાદરથી ઉપડયા અને એજ હજને લગતા સવારોએ પોતાના ત્રાબાંના પરગંમો વજાડી તથા બુમ પાડી જણાવ્યું કે વંજાર ચાળતી થઇછે. અમારા હમસરીક મુસાફરો સાથે જલદીથી ઓળખ પીછાણ કરી લીધી. તેઓ પણ હથ્યારબંધ થયા હતા અને તેઓ જોકે દેખાવમાં લડાયક દેખાતા હતા પણ તેઓ સર્વે સલાહસંપજના સોખી હતા. આ નવાઇ સરખો દેખાવ જોઇ હું ઘણો ખુસી થયો હતો અને હીયાં ત્યાં તે વંજારમાં મારા ઘોડાને ડપતાવતો, તે જોઇ મારો શેઠ મારી ઉપર દાત્યાં કચકચાવી કેહતો કે પોસ્યા તું તારા ઘોડાને અમસથો દોડાવી ઠાકવી નાખશે તો જ્યારે તેના જોરની અગત્ય પડશે તારે તુને બેસી રેહવું પડશે. હું જલદીથી તે વંજારાઓનો વાહલો થઇ પડયો હતો અને દીવસની કુચ પુરી થયા પછે કેટલાક સોદાગરોની હજામત કરતો હતો. મારેથી મારા શેઠને મોટું સુખ હતું કારણ કે ખચ્ચર ઉપર આખ્ખો દીવસ બેસ્યા પછી જ્યારે વીશામો લેતો ત્યારે હું તેના આખ્ખા શરીરને મસલી ચંપી કરી ખુશ્બોદાર તેળ લગાડી તેનાં અકડી ગયલા હાડને છુટાં પાડતો. કાંઇ પણ હીલ્લા હરકત વીણા અમો તેહરાન શેહરમાં જઇ પોહચ્યા જ્યાં અમોએ અમારા ખચ્ચરોને ઠાક આપવા સારૂ દશ દીવસ સુધી ધાંમો નાંખ્યો. તે દરમ્યાનમાં બીજા સોદાગરો પોતાની વંજાર લાવી અમારી સાથે ભેગા થયા. આ સફરનો જોખમભરેલો વખત હવે આવી પોહચ્યો હતો. કેમકે તુરાંની લોકોની એક ટોલકી જે ઇરાંનના શાહ સાથે લડાઇનો માંમલો લઇ બેઠેલી હતી તે ટોલકી

એવી વંજારો લુટવાની ઉમેદથી રસ્તા ઘેરી દીવસોના દીવસો સુધી રખડયા કરતી હતી અને અમારી વંજારને ખબર મલ્યા પ્રમાણે થોડાજ દીવસ ઉપર આગળ ગયલી એક વંજારનો માળ લુટી લઇ વંજારીઓને કેદ પકડી ગયા હતા. આ પ્રકારની ભયંકાર વાર્તા સાંભળીને કેટલાક શોદાગરોને તેમાં અગતકરીને મારા સેઠને મસેદ તરફ જવા મુદળ ભાવ્યું નહીં. પણ કોનસ્ટાંનટીનોપલ મધે હળવાંનના ચામડાંના ઘણાજ ચહડતા ભાવની તેને ખબર મળ્યાથી તે એટલોતો લલચાયો હતો, કે ગમે એવો ગજબ તેની ઉપર વીતે તોપણ આ લાભભરેલો સમો પોતાનાં હાથમાંથી મેલી દેવો નહીં એવો તેણે ઠરાવ રાખ્યો.

અમારી વંજાર આવી પોહચવાની વકી ઉપરથી તેહરાંન શેહર તથા તેની આસપાસનાં ગાંમોમાંથી સોદાગરોની વંજારો એકઠી કરવામાં આવી હતી અને અમો જઇ પોહચતાને વાર એક ખેપ્યો ખબર લાવ્યો કે સોદાગરોની વંજાર અમારી વંજાર સાથ સફરે જવા તૈયાર છે અને જે જે મુલકોમાંથી વંજારો પસાર થતાં જેજે પ્રકારનો જોખમ અને ધાસ્તી ખંમવી પડે તે ઉપર વિચાર કરતાં આ નવો કાફલો અમારી વંજાર સાથે મલી જવાની જોગવાઇ મલ્યાથી ખોદાના શુકરાનાં કરવા જોઇએ. ખેપ્યાને ફારસી ભાષાંમાં ચાઉસ કરીને કેહછે અને તેહરાંન તથા મેસેદ શેહેરને લગતા રસ્તા ઉપર ફરનારો એક પ્રખ્યાત શખસ તે ગણાતો હતો અને એક મરણ પાંમેલા તુરાંનીની લાસ તેને રસ્તાપર જડી હતી તેનું ડોકુ કાપી નાંખયાનાં સબબ ઉપરથી તે ચાઉસ ઘણો હીમતવાન ગણાંતો હતો. દેખાવમાં તે અતી ઘણો ભયંકાર હતો. તે બુલંદ કાઠીનો અને શીનેફરાક હતો. શુર્યનાં તાપથી તેની સીકળ કાલી થયેલી અને તેને બકર ડાહડી હતી. તેણે લોખંડનુ બખતર પેહરેલું હતું માથે લોખંડનીજ કોહળા અને શરીરે તમાંમ જાતનાં લડાયક હથ્યારો બાંધેલાં હતાં. તે પોતાના બળની ઘણીજ ડફાંશ હાંકતો હતો અને તુરાનીઓને કસા વટાવમાં પણ ગણતો ન હતો. મારા ભોલા શેઠે તેની ડફાંસ ખરી માની, તે મુશાફરીના દરમ્યાનમાં તેની પનાહમાં રહેવા ગયો. નોરોજના તહેવાર પછી એક અઠવાડીએ તે વંજારો ઉપડી જનાર હતી તેથી શુકરવારને દીને મોટી મશજીદમાં બંદગી કરવા ગયા હતા ત્યારબાદ શાહ અબદુલ અઝીઝના ગામમાં દાખલ થયા અને ત્યાંથી તમામ વંજાર બીજે દીને ઉપડનાર હતી.

ધીમી ધીમી મંજલ કાપતાં અમો એક ઉજડ બીયાબાન મુલકમાં આવી લાગ્યા. તે વનમાં એક પણ એવી ચીજ હતી નહીં કે જે આંખને ઠંડક અને દીલને દીલાસો આપે. જ્યારે અમે હરેક ગામમાં આવી પહોંચતા અથવા રસ્તામાં અમોને મુસાફરો મલતા ત્યારે અમારા ભોમ્યા મોટા આવાજે અલ્લા અને પેગાંમબરની બંદગી કરતા અને તેમના જાનવરોના જીન સાથે બાંધેલા પરગમો મોટા જોસથી વજાડતા હતા. અમો ઘણી ખરી વાતો તુરાની લોકો સંબંધી કરતા હતા અને જોકે અમો સર્વેનું મત એકજ હતું કે તેઓ જીવ પર ખેડનારા દુશમનો હતા તોપણ અમારી વંજારની મોટી શંખ્યાને લીધે તથા તેઓનો દમાંમ ભરેલો દેખાવ જોઇ અમને ઉમેદ હતી કે તે તુરાની પીંડારા તેઓની આગળ નીભી શકનાર નથી એટલુંજ નહીં પણ અમો પ્રત્યેક જણ પોતપોતાની હીંમતની તારીફ કરતા હતા. મારો શેઠ જોકે ધાસ્તીનો માર્યો પોતાના દાંત પીખતો હતો તોપણ કહેતો કે જ્યારે આપણી ઉપર દુશ્મનોનો ગલબો આવી પડશે ત્યારે મારી બહાદુરી જોઇ લેજો અને તે એટલી તો ડફાંસ હાંકતો હતો કે અંજાણ્યું આદમી એમજ અનુમાન કરે કે આ સખશે પોતાનો આખો ભવ લડાઇનાં મેદાંનમાં કહાડયો હશે અને તુરાનીઓને કાપી નાખ્યા હશે. તે ચાઉશ જેને આ ડંફાશની વાતો સાંભળી અને જે પોતા સીવાય બીજા કોઇની પણ

તારીફ સાંભળવાને રાજી હતો નહીં તે મોટેથી બુંમ પાડી કેહવા લાગયો કે "તુરાંની લોકોને દીઠા વીણાં હરેક સખસ તેઓ વિષે બોલી શકે નહીં અને હું જે સિંહને જેર કરનારછું તે મારા શીવાયે તેઓના પંજામાથી સલાંમત આવનાર નથી. સચ્ચાઇથી સાઅદી કહે છે કે એક જવાંન જોરેમંદ આદમી હાથીનું બળ ધરાવતો હોય તો શું થયું પણ લડાઇના મેદાનમાં જ્યારે લડાઇનો દીવસ આવે છે ત્યારે ધાસ્તીનો મારયો શરોવરનાં ઝાડની પડે ધ્રુંજે છે. એ રીતે તે ચાઉશ બોલતો ગયો અને પોતાની મુછંને તાવ દેતો ગયો.

પણ ઓસમાંન આગાની તે પીંડારાઓની લુટની વેળા તેને સંભાળી રાખવાની મુખ્ય ઉમેદ તે ઓમરની તરફેન કરનારો હતો તે સબબ ઉપર હતી અને તે ઓમરની તરફેન વાળો છે તે જાહેર કરવા સારૂ પોતાની ટોપીની આસપાસ એક લીલી પીટ બાંધી હતી અને તે પેગાંમબરની તોખંમનો છે એમ તે સઘળી જગ્યાએ જાહેર કરતો હતો અને જોશો તો તે ખચ્ચર સાથે જેટલી સગાઇ ધરાવતો હોય તેટલી પેગાંમબર સાથે તે સગાઇ ધરાવતો હતો.

એ રીતે અમોએ કેટલાક દીવસ સુધીની મંજળ કાપી અને એક દીવશે ઘણીજ ગંભીરાઇથી તે ચાઉશે અમોને ખબર આપી કે હવે આપણે એવા મુલકોમાં આવી પોહચ્યા છીએ કે જ્યાં છુપી રીતે તુરાંની લુટારા ભરાઇ બેસે છે અને વંજારોની રાહ જોય છે તેથી સંભાળને માટે સઘળા આદમીઓ એકઠા થઇ સફ ખેંચીને ચાળવું અને અગરજો તેઓ હોમળો કરે તો તેઓની સામે બળતવારીથી થવું. તે ચાઉશને મોહ-ડેથી આ વાત સાંભળતાંને વાર મારા શેઠે પોતાની પીશટોલ બંદુક અને તલવાર એક ખચ્ચર ઉપર મેલાવી અને પછી કેવા લાગયો કે મારાં પેટમાં દુઃખે છે. એ પ્રમાણે તે તુરાંની લુટારાઓ સાથે પોતાના આગળા ઠરાવ પ્રમાંણે લડવા નીકળવાને બદલે સકળાથનું કપડુ આંગ ઉપર નાંખી તેમા ભરાયો અને મોટા દુઃખમાં ગીરફતાર થયલો હોય તેમ મક્કર કરવા લાગ્યો અને હાથમાં તસબીર પકડી તેના દાના ફેરવવા મંડી ગયો અને હરદંમ "સ્તફર અલ્લા" યાને "રે ખોદા મને માફ કર"ની બદગી કરયા કરતો હતો અને એટલી તૈયારી કરી પોતાના કીસમતને સરણ થયો હતો. તે ચાઉશ ઉપર પોતાની સંભાળનો ભરૂસો જે રાખતો હતો તે ઘણું કરીને તેની બાજુ ઉપર તલેશમાન તથા માદરીયાં બાંધી રાખી કેહતો હતો કે તે ચીજોની ખુબી એવી હતી કે કોઇ પણ વેળાયે નહીં તળવાર કે નહીં તીરનો જખંમ તેને લાગે. એવા તેના બેદરકારપણા ઉપરથી મારો શેઠ લોભાયો હતો.

જેની ધાસ્તી હરદંમ રાખવામાં આવી હતી તે અંતે ઘરને બારણે આવી લાગી. અમોએ બંદુક ફોડવાનો આવાજ સાંભળ્યો અને ત્યારબાદ હમારા કાન ઉપર જંગલી ભયં-કાર પોકાર અને બુમાટાના આવાજો આવી પડ્યા. ધાસ્તીને મારે બધી વંજાર ઉભી રહી અને જેમ દુરથી હોકાબ પંખીને આવતો જોઇ સર્વે ચરંદા તથા પરંદા ગભરાતમાં પડી એક મોટું ટોળું એકદમ બની જાય તેમ અમારી વંજારના આદમીઓ તથા જાનવરો એકઠાં થવાં લાગ્યાં પણ જ્યારે તુરાની લોકો આવી અમારી ઉપર ટુટી પડ્યા ત્યારે અમારી વંજારનો દેખાવ જુદોજ થઇ પડયો. કેટલાએક લોકો નાહસવા લાગ્યા, વળી કેટલાએકો તેમાં અગત કરીને મારો શેઠ જેનામાંથી તમામ તાકાત ગુમ થયલી હોય તેમ ધાસ્તીથી દબાઇ ગયો અને રે અલ્લા, રે ઇમામો, રે રસુલ, માહામદ અમારૂં હવે આવી રહ્યું! ઓ અમો મરીએ છીએ, એ રીતના પોકાર કરવા લાગ્યા. તે ખચ્ચરના સારવાનોએ પોતાના જાણવરો ઉપર લાધેલો માલ છોડી નાખ્યો અને ખચ્ચરોને હાંકી મેલ્યાં. તુરાની લોકોએ અમારી ઉપર

પેહલાં તો તીરોનો વરસાદ વરસાવ્યો કે જેથી તેઓની ધારેલી ફત્તેહ થઇ અને અમે તેઓના શેકાર થઇ પડ્યા. તે ચાઉસ જેને આ પ્રકારના ઘણાક હોમલા દીઠા હતા તે તુરાની લોકોને જોતાંવાર નાઠો અને અમોએ તેને ફરીથી નજરે દીઠો પણ નથી અને તેને માટે કાંઇ સાંભલ્યું પણ નથી. તે લુટારા ઝડપ કરી વનજારને લગતા માલમતા ઉપર તમાંમ ટુટી પડયા અને લુટેલો માલ મેદાનમાં પાથરી નાંખ્યો હતો.

મારો શેઠ માલની બે ગાંશડી વચ્ચે ભરાઇ બેઠો અને તેની ઉપર શું વીતે છે તે જોવા લાગ્યો. પણ એક કદાવર તુરાંનીએ તેને પકડી કાહડયો. તે પેહલાં તો તે એમજ સમજ્યો હતો કે મારો શેઠ ગાસડીમાં ભરેલા માલનો એક ભાગ છે તેથી ઉલટાવી તેને ઉંધો નાંખ્યો પણ જલદીથી ચત્તો થઇ તે તુરાંનીને ઘણીજ મીનતજારી કરી પોતાના જાનની સલામતી માંગવા લાગ્યો અને ઓમરની મદદ માંગી અલીનો તીરસ્કાર કરી તે તુરાંનીનું દીલ પગળાવવાની કોશેશ કીધી, પણ તેમાં તેનું કાંઇ વલ્યું નહીં. તેનાં આંગપરના સઘળાં કપડા ઉતારી લીધાં. તેની પાગડી, અગરખો અને સુરવાલ માત્ર રાખ્યો અને મારા શેઠના ઉપરનાં પેહરવાનાં તમાંમ કપડાં તે લુટારાએ પેહેરયાં. મારાં કપડાં તેની નજરમાં કાંઇ લીધા જોગ લાગ્યા નહી તથા મને કાંઇ પણ હેરાન ન કરતાં જેમના તેમ રેહવા દીધા અને મને જે મારી મુંરબીએ અસ્તોરાનો કેશ આપ્યો હતો તે પણ મારી શેડે રહેલો જોઇ મંને ઘણોજ સંતોષ થયો હતો.

તે લુટારાઓએ લુટનું કામ પુરૂ કીધા પછે કેદીઓને વેહચી લેવાનું કાંમ શરૂ કીધુ. અમારા આંખે પાટા બાંધ્યા અને દરેક સ્વારની પીઠ પાછળ અમને બેશાડયા અને એ પ્રમાંણે એક આખ્ખો દીવસ મુસાફરી કીધા બાદ અમોએ એક ઉજડ ખીનમાં વાસો કીધો. બીજે દીવસે અમારી આંખ પરથી પાટા છોડી નખાવ્યા અને અમોએ જોયું કે જે રસ્તા ઉપર અમને લાવ્યા હતા તે લુટારા શીવાયે કોઇ બીજાને બેમાલંમ હતા.

પાહડી મુલકમા આવેલા એક બીયાબાંન અને વેરાંન રસ્તાથી પસાર થતાં અંતે અમે એક મોટા મેદાનમાં આવી પોહચ્યા. તે વંન એટલુતો મોટુ હતું કે તે જોઇને જગતનો હવે છેડો આવ્યો એમ ધાર્યું. તે મેદાંનમાં કાલા તંબુ મારેલા હતા અને અમારા દુસમનોનાં ગાય ઢોર ત્યાં ચરતાં હતાં.

---

## પ્રકરણ ૩ જું.

### જેમાં હાજીબાબા કેવાં આસામીઓનાં હાથમાં આવી પડયો તથા તેના અસ્તોરાથી તેનુ નશીબ કેટલું ખોલ્યું તે વિષે લખ્યું છે.

તુરાંની લોકોને પોતાના હાથમા સપડાયલા કેદીઓની વેહચણી એટલીતો ભાયગસાલી થઇ પડી કે હું તથા મારો શેઠ ઓશમાંન આગા એકજ ધણીનાં હાથમાં આવી પડયા હતા. મેં આગળ લખી જણાવ્યું કે જે ખુની ચોર અસલાંન શુલતાંનને નાંમે પ્રખ્યાત હતો તે અમારો નવો માલીક થયો હતો. તેને શેહેરશીંગનો ખેતાબ લીધેલો હતો. એક મોટી છાવણીનો તે સરદાર હતો. પાહડો પસાર કરી મેદાનમા આવતાને વાર તેની છાવણીમાં અમો જઇ પોહતા હતા. એક ઉંડી ખીનના નાંકાં ઉપર તેને પોતાની છાવણીની સ્થાપણા કીધી હતી. તેને છેડે એક નાંલુ હતુ કે જે પડોશનાં ડુંગરોમાંથી વેહતુ હતું. તેજ પ્રમાંણે હરીયાલી અને લીલોતરીથી ભરેલાં ખેતરો જેમાં શેહકડો ગાયઢોર ચરતાં હતાં તે તેની છાવણીની કેટલીક વેગળાઇ સુધી પંથરાયલાં હતાં. અમારી વંજારને લગતાં બીજા આસામીઓને દુર દેશોમાં મોકલી દીધામાં આવ્યાં હતાં અને એ મુલકના જુદાજુદા ભાગોમાં તુરાંની લોકોની જે જુદી જુદી ટોલીઓ થઇ વસેછે તેઓમાં વેહેંચી આપ્યા હતા.

અમો નવા પકડાયલા કેદીઓને જોવા સારૂ અસલાંન શુલતાનની છાંવણીને લગતા સર્વે લોકો બાહેર આવ્યા. અસલાંન શુળતાંનને મોટો માન ભરેલો આવકાર આપવામાં આવ્યો અને અમે પરદેશી સરખા દીસ્યાથી એ લોકોના મોટા કુતરા અમારી ઉપર ધસી આવી અમારી તરફ જોરથી ભોંસીને અમને આવકાર આપતા હતા.

મારા શેઠની લીલી સાળથી આજ સુધી તેને કાંઇપણ માન મળતું હતું પણ આ તુરાની સરદારની વડી બાયડી જેને બાનું સાહેબ કરીને કેહતા તેનો ડોળો તે સાળમાં ભરાયો અને તે સાળ કહડાવી લેવાની તેની ઘણીજ ખાયસ થઇ. તે સાળ તેણીને આપવાથી મારા શેઠના માંથા ઉપર ત્રીકોન સાદી ટોપી રહી જેમાં મારા શેઠે પચાસ ડયુકટ સીવી લીધા હતા. પણ તેના માઠા ભાયગે તે સરદારની બીજી બાયડીનો ડોળો તે સાદી ટોપી ઉપર પણ ભરાયો તેથી તે કેહવા લાગી કે મારા ઉંટની પીઠ ઘસાઇ જાયછે તેથી તેને માટે જે ગાદી બનાવવાનીછે તે ગાદીનું પર કરવા એ ટોપીનું પર કામે લગાડવામાં આવશે. એટલું બોલી તે સ્ત્રીએ મારા શેઠના માથાં ઉપરથી આ છેલ્લુ રહેલું ઢાંકણ પણ ઉતરાવી લેઇ પોતાના તંબુના ખુનામાં એક કચરાનો ઢગ પડેલો હતો ત્યાં તે ફેંકી દીધી. તેની માયા પુંજીની આ છેલ્લી રહેલી રકમનો બચાવ કરવાને મારા શેઠે ઘણું પણ માથું ઝીકયું પણ તે લુચ્ચી અને લાલચુ સ્ત્રી આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં. તેને બદલે તેને મેંઢાંના ચામડાંની એક જુની ટોપી આપવામાં આવી. તે પણ અમારા સરખો કોઇ કમનસીબ આદમી જે કેદ પકડાયલો હતો અને જે ગમ અને દલિદ્રપણું ભોગવી મરણ પામયો હતો તેની હતી. એક મરણ પામેલા આદમીની તે ટોપી મારા શેઠને માથે મેલ્યા પછી તેને ઉંટનો સારવાન બનાવી પાહડો ઉપર ઉંટને ચરવા લઇ જવાનોને તે પાછા લાવવાનો ધંધો સોંપ્યો અને તે ફરએ અને ભારે કદનુ આદમી હતો તેથી તે નાહસી જાય એવી ધાસ્તી રાખવામાં આવી હતી નહીં. તંબુ છોડી બાહેર નીકલવાની મને તો પરવાનગી હતીજ નહીં પણ હાલતરત તો દહીમાંથી માખણ બનાવવાની ચાંમડાની કોથરી હાલવવાનું કામ મને સોંપ્યું. હતું.

આ લુટારા ફતેહ કરી આવ્યા તેની મુબારકબાદીમાં એક મોટી જ્યાફત તે સરદારની હકુમત તળે વસનારા લોકોને આપવામાં આવી હતી અને તે કારણસર એક મોટા તપીલામાં ચોખા નાખી ચાવલ પકાવ્યા અને બે મેંઢાને આખ્ખાને આખ્ખાં રોસ્ત કીધા હતા. તે સરદારનાં સગાંવાહળાં જેઓ અમારા કાફળામાં લુટ કરવાને તેની સાથે આવ્યા હતા તેઓને તથા તેઓની સ્ત્રીઓને જમવા બોલાવ્યા હતા. મરદોને એક તંબુમાં અને સ્ત્રીઓને બીજા તંબુમાં બેસાડ્યાં હતાં. ભાયડાઓને ચાવલ ગોસ્ત પરીસ્યા પછી સ્ત્રીઓને પરીસવામાં આવ્યું હતું અને તેમને ખણું પોહચતું કીધા પછી ભરવાડના છોકરાઓને પરીસ્યું હતું. તેઓના વધેલાં શોડેલાં હાડકાં અને તેમના ખાતાં વધેલા ચાવલ અમારે તથા કુતરાઓને માટે નાખ્યા હતા. જે દીવસથી અમને કેદ કરવામાં આવ્યા હતા તે દીવસથી અમને કાંઇપણ ભોજન જમવાને મલ્યું ન હતું તેથી ખાટ્ટી મીટ્ટી નજર રાખી તંબુના દરવાજા આગળ ઉભો રહ્યો કે મારે માટે કાંઇપણ સુતરૂ ખાણુ મોકલવામાં આવશે પણ શોડેલાં હાડકાં અને ચુથાયલા ચાવલ જોઇને મારૂં તો દીલ ઘણુંજ કમકમવા લાગ્યું. એવામાં એક જવાન સ્ત્રીએ છુપાઇથી મને ઇશારત કીધીકે તંબુની પછવાડે ભરાઇ બેસવુ. ત્યારપછી તે એક ચાવલની રકાબી અને ગોસ્તનો કટકો મારી આગળ મેલ્યો અને મને તે કેહવા લાગી તમારી હાલત ઉપર દયા લાવી સરદારની વડી બાનુસાહેબે તમારે કાજે આ ખાણું મોકલ્યું છે. તમુને તે બાનુંએ દીલાશો દેવા કહેવાડયું છે કે તમારે કાંઇપણ પ્રકારની ચીંતા રાખવી નહીં. એટલું બોલી મારી તરફના જવાબની રાહ જોયા વગર તે જતી રહી.

તે મીજલસમાં મલેલા મરદ લોકોએ ગુરગુરી પીધામાં અને પોતાના સાહસકર્મોની વાતો કરવામાં અને સ્ત્રીઓએ ગાયન ગાઇ ટંબોરો વજાડી દીવસ ગુજાર્યો અને મેં તથા મારા શેઠે અમારી નાચાર હાલત ઉપર અફસોશ કરી તે દીવસ કાહડયો. તરતવેલા તે સરદારની બાનું સાહેબ તરફથી મારી ઉપર મેહરબાનીની નજર રાખેલી જણાયાથી મારૂં ચીત રોકાયલું રહ્યું અને તે બનાવના સબબથી એક ઘડીભર હું મારી નીરાશ હાલતને વીસરવા લાગ્યો. પણ મારા શેઠને કાંઇપણ દીલાસો આપી શક્યો નહીં. તે તેનાં હીણા નસીબ ઉપર રદન કર્યા વગર રહ્યો નહીં. તોપણ જ્યારે મેં તેને મુશલમાન લોકોની રીત પ્રમાણે દુઃખની વેલા "અલ્લા કરીમ," "અલ્લા કરીમ" ની બંદગી બોલવાની યાદ આપી ત્યારે તે કેહવા લાગ્યો કે હા ભાઇ તુને શું છે ભલે તું મારી પાસે "અલ્લા કરીમ," "અલ્લા કરીમ" બોળાવે છે તને ખોહવું પડે તારે તું જાણશે. હાલ તો હું મારી જીંદગીથી પાયમાલ થયલોછું. તેની મોટાંમાં મોટી ધાસ્તી એજ હતી કે તેને જે હલવાનના ચામડાંનાં વેપારમાં મોટા લાભની આસા હતી તે આસા બર આવી નહીં અને તે સબબથી તેની નુકશાંનીની રકમની કોડીએ કોડીની તે ગણી કાહડવા લાગ્યો. પણ અમો એક બીજાથી જલદીથી જુદા પડવાનો વખત હવે આવ્યો. બીજે દીવસે પચાસ ઉંટનો એક કાફલો તેને હવાલે કીધો કે તે જાનવરોને ચરાવવા સારૂં પાહડો ઉપર લઇ જાય અને તે ફરમાંન આપતી વેલા મારા શેઠને તે સરદારે કહ્યું કે તે પચાશ ઉંટમાંથી એકને પણ તે ખોહી આવશે તો તેનું નાંખ તથા તેના કાંન કાપી નાખવામાં આવશે અને એક પણ મરી જશે તો તે ઉંટની કીમતની રકમ તેને છોડવી લેવાનાં લવાજમની રકમમાં ઉમેરી નાંખવામાં આવશે. મારી તેની ઉપરની પ્રીતની ઇંધાણી દાખલ ઉંટની પીઠ ઉપર નાંખવાના જીન ઉપર બેસાડીને પડોશના નાંલાંમાંથી પાણી લાવી મારી પાસે રાખેલા સાબુ તથા અસ્તોરાએ કરીને, અમારા સરદારની સઘળી છાવણીના આદમીઓની નજર આગળ, મેં તેની હજામત કીધી. મને જલદીથી માલમ પડયું કે આ ઝડપ કરી મારા ધંધાની મેં જે ચાલાકી બતલાવી તેથી મારા હકમાં ઘણો ફાયદો થયો. મારી હજામતની સફાઇ અને મારા હાથની ચાલાકી વિષે ઠામે ઠામ વાતો ચાલવા લાગી. તેથી સેહજ વખતમાં સેહકડો તુરાનીઓ મારે ત્યાં પોતાની હજામતને સારૂં એકઠા થવા લાગ્યા એ વાતની ખબર મારા નવા શેઠને પડ્યાથી મારાં ધંધાનો લાભ લેવાને તેણે કાંઇપણ વીલંબ લગાડયો નહીં. મારા નવા સેઠનું માથુ હાથીના મસ્તક કરતાં પણ મોટું હતું અને તે ઉપર પડેલા જખમનો તો કાંઇ સુમાર નહીં હતો. જે સખસના બાલ મેંઢાના બાલ કાતરવાની કાતરે કાતરવામાં આવતા હતા અને જે સખસની હજામત ગાંમડાના હજામોએ બુઠ્ઠા અશતરાથી વખતે વખત માંથું કાપી, લોહી કાહડીને કીધેલી, તેવા સખસની મારે હલકે હાથે હજામત થયાથી તેને મનશે તે દીવસે બેહસ્તના બાગમાં ફરી આવ્યો હતો! એ મારા નવા શેઠે પુરતી છુટથી પોતાનો વિચાર મારી કારીગરી વિષે આપીને કહ્યું કે મારે હાથે આવેલો હુંનર તારીફ કરવા જોગ છે અને તેણે કસમ લેઇને કહ્યું કે ગમે તે થાય પણ તેની પાસેથી જે તેને છોડી દેતી વેલા લવાજમ લેવાનો ઠરાવ રાખ્યો હતો તે ઠરાવ તેણે છોડી દીધો છે અને હવે પછી તેનો ખાસ હજામ મને મુકરર રાખ્યો છે. આ મારા નવા શેઠનાં વચનો સાંભળી મારાં દીલમાં કેવી ખુસાલી ઉમન્ન કરનારી સોચનાં પંઠરાઇ હશે તે વિષે વિચાર કરવાને દાનાંવ વાંચનારાઓને સોપુંછું. જે વેલા મારી નીમકહલાલી બતાવવા તથા મારી તરફનું માન બતાવવા સારૂ ગુઠંણુ મંડીએ બેસીને તેના પગપર બુસ્સા દેતો હતો તે વેલા મેં પક્કો ઠરાવ કીધો કે એ શેઠે જે મારી ઉપર ઇતબાર રાખ્યો છે તેથી મલેલી છુટનો ફાયદો લઇ પેહલી જોગવાઇએ તેને

ત્યાંથી નાસી જઇશ. એ સરદારની હજુરમાં હરદમ રહ્યાથી મેં તેની ઉપર જલદીથી ફતેહ મેળવી. જો કે મારી ઉપર ભારી જાપ્તી ભરેલી દેખરેખ ચાલતી હતી તોપણ જે ધીક્કાર ભરેલી ગોલામગીરીમાં મને નાંખ્યો હતો તેમાંથી છટકી જવાને યુક્તી શોધી કાહડવામાં મને કાંઇ પણ અટકાવ હતો નહીં. પણ મને કેહવું જોઇએ છે કે ઘણું કરીને મારી બરદાસ્ત સારી રીતે લીધામાં આવી હતી અને મારાં દાલીદ્રપણામાં ઘણો ઘટાડો કરવામાં આવ્યો હતો.

---

## પ્રકરણ ૪ થું.

### તુરાંની સરદારનાં હાથમાંથી પોતાનાં આગલા શેઠનાં પૈસા બંચાવી લાવવામાં હાજીબાબાએ બતલાવેલી ચતુરાઇ તથા તે પૈસા પોતાની પાસે રાખવાનો તેનો ઠરાવ.

મારા છુટકારાનાં કાંમમાં મને મદદ કરવાને માટે મારા આગલા શેઠની પાઘડીની ગાદીમાં સીવી લીધેલા પચાસ ડચુક્ત મારા સ્વાધીનમાં પાછા આવે તેની યુક્તી કરવાની પેહલી મારી કોશેસ હતી. પણ તે ટોપી સ્ત્રીઓનાં ટંબુનાં એક ખુનામાં નાખેલી હતી અને ત્યાં કાઇ મારૂં જવું આવવું હતું નહીં અને તે તરફ જઇ લાગવાની યુક્તી શોધી કાહડવાને મોટી ચતુરાઇની જરૂર હતી. અમારી તથા અમારી પડોશની છાવણીમાં એક ચંચળ કારીગર તરીકે મેં મારી આબરૂ સ્થાપી હતી અને મરદ લોકોમાં સર્વે કોઇનો વાહલો થઇ પડયો હતો અને જોકે મને માનવાનો સબબ હતો કે મારા સરદારની બાનું હાલ જેવી મારી ઉપર મેહરબાની રાખેછે તેથી વધારે પણ રાખશે અને હાલના કરતાં વધારે બાબરકારી રાખશે પણ મને એક કારીગર તરીકે તે કામમાં લગાડી શકે નહીં તે હું સારીપડે સમજતો હતો તેથી મારી તથા તે સ્ત્રીઓ વચ્ચેનો સંબંધ માત્ર એક એક તરફ મોહબતની એશારત જેટલોજ ચાલતો હતો. પણ સુધરેલા મુલકોની રીતભાતથી તેઓ પુરતી રીતે વાકેફ હતાં તેથી તેઓ સમજતા હતા કે ઇરાની હજામ હજામત કરે, હમામખાનામાં નવાડીને કપડાં પેહરાવે, તે ઉપરાંત તે સંઘડા મુકી જાણે તથા મલમપટાનું હકીમું પણ જાણે. મારા શેઠની વડી બાનુંને સંઘડા મેળવાની જરૂર લાગી તેથી તેણીએ પોતાની દાસી મોકલી મારી પાસે પુછાવી જોયું કે સંઘરા મેલવાનું કામ મને આવડે છે કે નહીં. મને મારા આગલા શેઠની ટોપી જોવાની અને જો બને તો મારે હાથ કરી લેવાની ભારી ઇંનતેજારી હતી તેથી મેં જોયું કે આ તક હાથથી જવા દેવી નહીં. તેટલા સારૂં મેં પેગામ કેહવાડયો કે મને જો એક સારી અનીદાર ચાકું આપવામાં આવે તો ઘણીજ સારી રીતે ફસ ખોલી શકીસ. મેં મંગાવેલી ચાકુ મારે વાસ્તે મોકલવામાં આવી અને ફસ ખોલવાની બાબતમાં એક બુજર્ગ જોશીને મુરત પુછતાં તેણીને જણાવ્યું કે એ કામને પાર ઉતારનાર વખત આવતી કાળે ગ્રહનો સંયોગ થયાથી હાથ લાગશે. તે સુભ મુરતના વખતે મને સ્ત્રીઓના ટંબુમાં દાખલ કીધો ત્યાં બાઇજીને એક ગલીચા ઉપર બેઠેલાં મેં જોયાં. તેવન મારી રાહ જોતાં બેઠેલાં હતાં. મારા સરખા બેગાના આદમીના દીલ ઉપર તેણીને પેહલી વાર દીઠાથી કાંઇપણ મોહી પડવાની અસર થાય તેવી તે સ્ત્રી હતી નહીં કારણ કે પેહલાં તો તે કદમાં ભેંસ સરખી હતી તેથી તેને જોઇને મારા દીલમાં બહુ કંટાલો લાગ્યો. બીજું તો એક તેના ભરહાર અસલાંન સુલતાનથી હું એટલીતો બીક રાખતો હતો કે તે બાનુંની મેહરબાની મેલવવા જતાં મારા બંને કાનો ખોહી બેસ્તે, તોપણ તે બાનુંએ મને ઘણું માન આપ્યું હતું અને મને એક આબરૂદાર આદમી ગણીને તેની સાથે જે બીજી સાએલીઓ હતી તેઓએ પણ

તેમની નાડી જોવા મને અરજ કીધી. બીબી સાહેબની ફ્શ ખોલવાની તૈયારી કરતાં જે લાભ હાથ કરી લેવાની હું ઉમેદમાં હતો તે જોવા સારૂ તંબુની આજુ બાજુએ હું નજર દોડાવવા લાગ્યો. તે વખતે મારા ધ્યાંનમાં આવ્યું કે ફ્શ ખોલવાના કામની સાથે તે ટોપી સોધી કાહડવાની નીસબત રાખી કામ કરવું. તે ધારણાથી બાનુંની નાડી ફરીથી તપાસવા માંગી અને ઘણો વિચાર કરી ગંભીરાઇથી તે સ્ત્રીને કહ્યું કે તમારા દીલમાં અનેક પ્રકારના રોગ છે તેથી તમારૂં લોહી મારી જગ્યામાં જઇને રાતે તપાસીને તમુને તમારી પ્રકૃતી વિષે બીજે દીવસે જવાબ દેઇશ. એ લોહીને જમીન ઉપર બરબાદ કીધાથી તેની તપાસ બીલકુલ થઇ શકશે નહીં. માટે તે એકઠું કરવાને કાંઇ વાસણ લાવવું જોઇએ. મારી તરફની આ અચરત સરખી માંગણી થવાથી બાનુની સાથની બીજી સ્ત્રીઓ બુમ પાડવા લાગી પણ તે બાનુંએ મારી વિચાર ભરેલી વાતને વધારે પસંદ કીધી અને મારી ચતુરાઇ વિષે વધારે સારૂ મત બાંધ્યું. પણ આ વેળા એક બીજી અડચણ આવી લાગી. તુરાની લોકો પાસે એટલા ફાલતું વાસણો રહેતા નથી કે જેમાંથી એકની અંદર લોહી રેડી સદાનું તેને રદબાતલ કરી નાખે. ઘરમધેના સઘળાં વાસણો તપાસી જોયાં પણ તે દરેક વાસણ મુલદાર કીંમતના હતા તેથી એક પણ આ કામમાં રોકવા લાયક માલમ પડયું નહીં. એવો મામલો જોઇ મારા મનમાં જે ચીજ હતી તે કેહવા જતો હતો એટલામાં બીબીસાહેબને ચામડાંનું સીવી લીધેલું એક પુરાણુ પ્યાલું યાદ આવ્યું અને તંબુના કોઇ ખુણામાંથી સોધી કાહડવાને એકુ સ્ત્રીને ફરમાવ્યું, જે તેણી તુરતજ સોધી લાવી.

મેં કહ્યું કે એ પ્યાલું કાંઇ ચાલે નહીં કારણ કે તેની સીવન ટુટી ગયાથી લોહી તેમાં રહી શકશે નહીં. એમ કહીને મારા હાથ માહેલી છરી વટે કેટલાક ટાંકા ઝડપથી કાપી નાંખ્યા ને તે બાનુને અજવાળામાં લાવી દેખાડ્યા. ત્યારે તે બોલી કે પેલા બુજર્ગ અમીરની ટોપી ક્યાં છે? તે સરદારની બીજી બાયડી બોલવા લાગી કે ટોપીતો મારી છે તે મને મારા જીનપર ગાદી કરવા જોઇએ છે. બાનું મોટા જોસમાં આવી બોલી શું તમારી છે. ખોદા તો એકજ છે અને હું આ જનાનખાનાંની શું વડી બાનું નથી? તેથી ટોપી હું લઇશ. પેલી બીજી સ્ત્રી બોલી કે તમુને તે મળશે નહીં.

આ ઉપરથી ત્યાં એક ઝગડો ઉઠયો અને તે એટલી ગડબડથી ઉઠયો કે મારા મનમાં ધાસ્તી લાગી કે રખેને અસલાંન સુલતાનને તે સ્ત્રીઓના ઝગડા વચે આવવું પડે અને કવાબ માંહેલુ હાડકું કાહડી નાંખવાના વિચારથી તે ટોપી તે પોતે લેઇ મેળે. પણ સારા ભાયગે બુજર્ગ જોસી વચ્ચે પડયો અને તે સ્ત્રીને ખાત્રી કરીને કહ્યું કે અગરજો આ વેલા બીબી સાહેબને કાંઇ પણ નુકશાન થશે તો તેના ખુનનો દોશ તમારે માથે પડશે. ત્યારે તે સ્ત્રીએ પેલી ટોપી ઉપરથી પોતાનો દાવો ઉઠાવી લીધો. ત્યારબાદ મારાં દરદીની ફસ ખોલવાને હું તૈયાર થયો. તેવારે મારા હાથમાં ચાકુ તથા લોહી જીલવાની મારા આગલા શેઠની ટોપી તથા તેની આસપાસ ચીંતાતુર નજરથી ઉભેલા લોકોને જોઇને તે ધભરાટમાં પડી અને ફસ ખોલવા ના ન્પાડી. મારા દીલમાં ધાસ્તી લાગી કે મારા હાથમાં આવેલો દલ્લો જતો રેહશે ત્યારે એક સ્યાના પુરૂષનું દોળ ઘાલી તેની નાડી તપાસી. તેણીને મેં કહ્યું કે તે જે ફસ ખોળવાને ના પાડેછે તે કાંઇ ચાળવાનું નથી કારણ કે તેની ફસ ખોળવી એ તેના ભાયગમાં લખેલું છે અને તમો તથા સર્વે કોઇ જાણે છે કે એ જે અવલથી જે લેખ લખાયા છે તે કાંઇ પાછા ફીટતા નથી. આ મારા બોલવાનો તેણીએ કાંઇ જવાબ આપ્યો નહીં અને બધા હાજર થયલા લોકોએ એક મતથી તેણીને સમજાવ્યું કે અગરજો તે ખોદાના હુકમને તોડશે તો મોટા ગુનાહ કરશે, ત્યારે તેને પોતાનો હાથ ખોલ્લો કરી બાહેર કાહડયો અને તે ચાકુનો જખમ

ઘણીજ સાંતીથી ખમ્યો. લોહી તો જીવ્યું અને મેં ફરમાવ્યું કે તે છાવણીની કેટલીક વેગળાઇ ઉપર તે લોહી લેઇ જઇને મેલે અને તે લોહી આગળ મારા સિવાયે કોઇ બીજા સખસને જવા દે નહીં કારણકે ફસ ખોલેલા લોહીની ઉપર જે બનાવ પાછલથી બને તે ઉપર લોહીના ઘણીના સારા અથવા નરસાનો આધાર રેહછે. રાત પડે તથા સર્વે લોકો સુવા જાય ત્યાંસુધી હું થોભી રહ્યો અને પછી તે ટોપીનું અસ્તર ફાડયું અને હું જોઇને ઘણોજ ખુસી થયો કે તે પચાસ ડયુકટો તેમાં જેમના તેમ સીવેલા હતા. તેમાંથી કાહડી લેઇ પડોશની એક જગ્યામાં સાંતી રાખ્યા અને એક ખાડો ખોડી તેમાં તે ટોપી દાતી. બીજે દીવસે બાનુંને ખબર આપી કે આપણા તંબુઓની આસપાસ કેટલાક વરૂઓને ભંમતા જોયા ત્યારે મને ધાસ્તી લાગી કે રખેને તમારા લોહીને કાંઇ માઠો બનાવ બને તેથી તે લોહીને ટોપી સમેત મેં દાતી નાખ્યું છે. આ વાત સાંભળીને તે ખુશી થઇ અને મેં બજાવેલી નોકરીના અવેજમાં પોતાને હાથે પકાવેલા ચાવલ તથા બદામ ને દરાખ ભરી રોસ્ત કીધેલું એક હલવાન મને તેણીએ ભેટ આપ્યું.

મારો આગલો શેઠ જંગલો અને પાહડોમાં ઉંઠ ચરાવવાનો દલીદ્ર ધંધો કરી પોતાનો વખત કાહડતો અને હું તેના ભાયગ સાથે સરખાવતાં ખરેખર સુખી જીંદગી ભોગવતો હતો પણ જ્યારે મારા હાથમાં તેના પચાસ ડયુકટ આવ્યા ત્યારે તે શેઠ વિષે મને થોડીઘણી ચીંતા ઉત્પંન થઇ તેથી મારૂં અરધું અરધ મન થયું કે તે પૈસા તેને પાછા આપવા પણ રફતે રફતે હું જુદીજ રીતની દલીલ એ બાબતમાં વાપરવા લાગ્યો. હું મારા મન સાથે કેહવા લાગ્યો કે અગરજો મારી ચતુરાઇ લડાવતે નહીં તો એ પૈસા ખચ્ચીત જતા રહેતે તેથી મારા કરતાં વધારે સારો હક એ પૈસા ઉપર કોણનો છે? અગરજો એ પૈસા તેના હાથમાં પાછા જાય તો હાલના તેના ધંધા પ્રમાણે તે કેઇ રીતે તે વાપરી શકે? બલકે ઘણું કરીને તે પૈસા તેના હાથમાં એક દીવસ પણ કોઇ રેહવા દેનાર નથી તેથી બેહતર એજ છે કે તે મારી પાસે રાખું કેમકે કોણ જાણે તેના નસીબમાં એ પૈસા ખોહવાના હશે એવી તકરાર કરી સર્વે વાતનો છેડો લાવ્યો. હું મારા દીલથી એમજ સમજ્યો કે એ પચાસ ડયુકટનો ખરો હકદાર માલીક હુંજ છું અને કોઇ પણ ન્યાયની અદાલત તે મારા હાથમાંથી લઇ શકે નહીં. એ દરમ્યાનમાં મને જે ભુજેલું હલવાન મળ્યું હતું તેમાંથી અરધું અરધ, એક ભરવાડનો છોકરો જે પાહડો તરફ જનાર હતો તેની મારફતે, મારા આગલા શેઠને માટે મોકલવાનો મારો વિચાર થયો. તે છોકરાએ કબુલ કીધું કે રસ્તે જતા તેમાંથી કાઇ ખાઇશ નહીં. જો કે તેની કબુલાત ઉપર મને પુરતો ભરૂસો ન હતો તોપણ મને જે શેઠના પચાસ ડયુકટ મળેલા તે ઉપર નીગાહ કરતાં મારા મનને આ કામ કીધા વગર હું દીલાસો આપી શકયો નહીં. તે સાથે મારા દીલને રાજી રાખવા મેં કહ્યું કે જે સખસ મારા સાથે દુ:ખમાં ફરયો તે સખસને મારી આબાદ હાલતની વખતે મારી આબાદીનો ભાગ આપું; તે ઉપરાંત મારેથી કાંઇ વધારે બની શકતું નથી. પણ અફસોસ છે કે અમારી છાવણીને લગતા ઉંડા બુગદાની સરહદ તે છોકરો પસાર કરે નહીં એટલાંમાં મારા શેઠને માટે મોકલેલી ભેટ તે ચાંપવા મંડી ગયો તે મેં મારી નજરે જોયું અને મારા મનમાં કાંઇપણ સંદેહ રહ્યો નહીં કે તે ગોસ્તના હાડકાં વટીક તે ચાવી ગયો હશે. તેથી તેની ઉપર એક પથ્થર ફેંકીને તથા ફીટકાર નાંખી હું ચાલતો થયો, જોકે તે પથ્થર અથવા ફીટકાર તેની તરફ જઇ પોહચ્યો ન હતો. !

---

## પ્રકરણ પાંચમું.

### હાજીબાબા પોતાના છુટકારાને માટે એક ચોર બનેછે અને પોતાની જન્મ ભુમી ઉપર હુમલો કરેછે.

તુરાની લોકોનાં હાથમાં એકથી વધારે વરસ હું રહ્યો જે વખતમાં મારા શેઠનો મેં પુરેપુરો ઇતબાર મેલવ્યો હતો. તે પોતાના દરેક વહીવટની વેલા મારી સાથે મસલત કરતો તે સાથે તુરાંની અંનજુમનના સ્વાર્થને લગતી બાબતો વિષે મારી સલાહ લેતો હતો. તેણે વિચાર્યું કે હવે મારી ઉપર ભરૂશો રાખી શકાય એવો હું ઘડાયો છું ત્યારે ઇરાનમાં ખાતર નાખવાની સ્વારીમાં મને તેની સાથે લઇ જવાની પરવાનગી આપવાનો ઠરાવ રાખ્યો. મને ઉમેદ હતી કે નાહસી જવાની સારી તક હાથ લાગસે તેથી મેં તે વિષેની વારમવાર તેની પાસેથી પરવાનગી માંગી હતી. તે છાવણી તથા તેની પાસેનાં ખેતરોની સરહદની બાહેર ફરવાની આજ સુધી તેણે મને રજા આપી નહીં. ઇરાન અને તુરાન વચ્ચે જે નીમકનાં વનમાંથી પસાર થવાના રસ્તા મને મુદલ માલમ ન હતા તેથી જેમ બીજા કેદીઓ તે વન પસાર કરવાને યત્ન કરી પાછા ફર્યા અને વધારે શક્તીમાં આવી પડ્યા તેમ નાહસી જઇ ફસી પડવાને મને ગમ્યું નહીં. પણ અમારી સ્વારીની ખબર સાંભળવાથી મને ખુસાલી ઉપંન થઇ કે જે મુલકમાં અમારે જવુંછે તે પસાર કરતાં તેના રસ્તા મારા જાણ્યાંમાં આવશે. તેથી મેં ઠરાવ રાખ્યો કે યાતો બંગ ફાવે તો એજ મુસાફરીનો ફાયદો લઇ નાહસ્વું યાતો ખાતર નાંખી પાછી ફરતી વેળા નાહસી જવું. તુરાની લોકો અગલ કરીને પોતાની મુસાફરી વસંત રૂતુંમાં કરવા નીકળે છે. તે વેળા ઉંચી સરજમીન ઉપર તેઓના જાનવરોને માટે ચારો અને પોતાને માટે નવો અનાજ મેળવી શકે છે તે ઉપરાંત તેઓની છાતીએ નેહ હોય છે કે એ વખતમાં જુદા જુદા મુલકોની વંજારો તે રસ્તેથી પસાર થાય તે વેળા તે ઉપર દરોડો નાંખવાને તેઓથી બની આવે. તે વસંત રૂતું નજદીક આવી પોહચવાને વખત આવ્યાથી અસલાન સરદારે પોતાની છાવણીને લગતા સરદારોની તથા બીજી ટોળી ઓના સરદારોની મંડળી બોલાવી. તે સઘળા સરદારો જેઓ લુટફાટ કરવાના કામમા ઘણાજ જોરેમંદ તથા હોસીયાર હતા તેઓને તેણે બોલાવ્યા હતા અને ઇરાનદેશના ભીતર ભાગમાં ખાતર નાખવાની ગોઠવણ તેઓની આગળ કહી સંભળાવી. તેઓની મુળ મતલબ-ઇસફાન શેહરમાં જવાની હતી કે તે શેહરમાં રાતને સમે જે વેળા લોકો સુતેલા હોય તે વેળા જઇ લાગવું અને જે વંજારમાં તવંગર સોદાગરો તથા તેમના માલનો ઉતારો થાય છે તે ઉપર ખાતર નાખવું. તે મોટા નીમકના વનનો રસ્તો બતલાવવાનું કામ મારા શેઠે પોતાને માથે લીધેલું હતું કારણ કે તેના સોબતીઓ કરતાં જુદી જુદી જગા તથા જુદા જુદા રસ્તાઓની માહીતી તેને વધારે હતી. તેને સારી પઠે ખબર હતી કે ઇસફાન શેહર માહેલા જુદા જુદા રસ્તા તથા જુદી જુદી બજારો અને વંજારસરાની જેટલી મને માહીતી હતી તેટલી તેઓમાં બીજા કોઇને હતી નહીં, તેથી ઇસફાન શેહરમાં દાખલ થતી વેલા મને તેઓના ભોમયા દાખલ મુકરર રાખવો એવી ભલામણ તેણે તે સરદારોની મંડળીને કીધી. એ વાતની સામે ઘણાક સરદારો થયા હતા. તેઓ કેહવા લાગ્યા કે જે શેહર ઉપર લુટ લઇ જવી તેજ શેહરના રેહવાસીને તે શેહરના રસ્તા દેખાડનાર એક ભોમીઆ દાખલ મુકરર કરવો એ સરફ હેમકાઇ છે કારણ કે જ્યારે તે જોય કે પોતાની સલામતી સાથે તે કામ કરી નહીં શકશે ત્યારે તે નાહસી જવા વગર રહેશે નહીં. અંતે કેટલીક તકરાર થયા પછે તેઓએ એક બીજામાં ઠરાવ રાખ્યો કે ઇસફાંન શેહેરમાં જઇ પોહચ્યા

પછે તે શેહરમાં તેઓને રસ્તા બતલાવવાને મારે રાહનુમાઇ કરવી. તરત વેલા મુસાફ્રી કરતી વખતે મારી આજુ બાજુએ બબે આદમીઓને રાખવા અને અગર મારી હીલચાલમાં મારી તરફથી કાંઇ પણ દગલબાજી રમવા સરખું લાગે તો તેજવેલા અને તેજ જગા પર મને મારી નાખવો. એટલી વાત નક્કી થયા પછી તે તુરાની લોકો પોતાના ઘોડાને તાલીમ આપવા મંડી ગયા. તેઓએ એક ઘોડો મને આપ્યો તેને માટે મારી આગળ એવી તારીફ્ કરવામાં આવી કે ઇરાની અને તુરકી લોકો વચ્ચે જે સરત રમાય છે તે સરતમાં મારો ઘોડો બે વાર ઝીતી નીકલ્યો હતો. આ સરતોમાં ઘોડાની દોડવાની ઝડપ કરતા તેના પગની ઓસ્તવારી ઉપર વધારે ધ્યાન આપવામાં આવેછે. મારો અસલી ઇરાની લેબાસ કાહડી નખાવી મને તુરાની લેબાશ આપયો. તે લેબાસમાં મારે માથે ઘેટાંના ચામડાંની ટોપી અને ઘેટાંના ચામડાનો ડગલો, એક તલવાર, તીર કમાન અને એક ભારી ભાલો જેનું માથું કાહડી લેવાય તથા પાછું પોવાય તેમ બનાવેલું હતું. મેં મારા ઘોડાની પછાડીએ અનાજનો એક કોથરો બાંધેલો હતો તે સાથે મંજલ કાપ્યા પછી વીસામો લેતી વેળા ઘોડાના પગને બાંધવાના દોરડાં રાખ્યાં હતાં. મારા ખુદ ખોરાકને માટે એક દજન રોટલી અને બાફેલા એંદા મારી પાસે બાંધી લીધાં હતાં. વધારે ખોરાકનો આધાર મારી ભુખ પર તથા આવતા બનાવો ઉપર રાખ્યો હતો. જે દીવસથી હું તુરાની લોકોમાં વસ્વા લાગ્યો તેજ દીવસથી દીલ ઉપર કસતી ભોગવી ચાલવા લાગ્યો. રાતના સુતી વેળા ન બીછાનું કે ન તકયો સોધવા જતો. જ્યાં જગ્યા મળી ત્યાં આરામ કરતો. મારા સોબતીઓ પણ મારા સરખી શકતી ભોગવનારા હતા અને ઠાક ખંમવાની બાબતમાં જગતમાં હરેક પ્રજાના લોકોથી અમો હટયે નહીં એવા હતા.

મેં આગળથીજ તે દાટેલા પચાસ ડયુકટ કાહડી લઇ મારા કંમરબંદમાં સંતાડી રાખ્યા હતા અને મેં મારા આગલા શેઠને કબુલાત આપી હતી કે કાંઇ મેહનત લઇ તે સગા વાહલાંને ઉસકેરી તુરાંની લોકોના હાથમાંથી પૈસા આપીને છોડવી લાવીશું. એ સેઠ જે સુખનાં વખતમાં ઘોધા સરખા કદનો હતો તે દુઃખનો મારયો મુડદાં સરખો દુબલો થઇ ગયો હતો. તે મને કેહવા લાગ્યો કે પૈસા આપી કોઇપણ મને છોડવનાર નથી. મારો દીકરો તો મારી મીળકત લેવાને તૈયાર થશે, અને મારી બાયડી બીજો ભરથાર કરવાને વધારે ખુશી થશે તેથી મારો છુટક થાય એવી મને મુદલ આશા નથી. ખેર હું ખોદા પર તવકળ કરી રહયોછું. પણ ઓ હાજીબાબા મેહરબાંની કરીને ચોકાશી કરી મુને જણાવજે કે કાનસ્ટાંનટીનોપલમાં હળવાંનનાં ચાંમડાનો ભાવ શુ છે?

આ વેલા તે ડયુકટોની બાબતમાં મારા દીલ તથા મન વચ્ચે નવેસરથી ઝગડો ઉઠયો. મારાં દીલને પુછયું કે તે રકમ તેને પાછી આપું કે નહીં. અગરજો તે મારી પાસે રાખું તો મનેજ નહીં પણ મારા શેઠને ફાયદો થાય કે નહીં. આ તકનો ફાયદો લઇ નાહસી જવાની મારી તાકાતનો આધાર મારી પાસે રહેલા રોકડ નાણા ઉપર રહે છે અને મારા શેઠનો છુટક મારા વચ્ચે પડયા વગર થઇ શકનાર નથી. એ સર્વે બાબતો ઉપર વિચાર કરતાં તે પૈસા મારા કમરબંદમાં રાખી મેલવા મેં દરૂસ્ત વિચારયું.

અમારી સફરને માટે એક મુર્ત વરતી શુભ વખત શોધી કહાડયાથી રાત પડતાં વાર અમો સ્વાર થયા. અમારા કાફ્લાંમાં રસાલાનો વડો અસલાંન શુલતાંન અને મારી સાથે બીજા વીસ આદમીઓ હતા. અમારા સોબતીઓમાં અમારી તથા અમારી આસપાસની છાવણીને લગતા મુખ્ય પુરૂષો હતા અને તેઓ સર્વે વધતા અથવા ઓછા પરોટાયલા સ્વારો

હતા. ઘણાજ સરસ ઘોડા ઉપર તેઓ સ્વાર થયલા હતા. તેઓની ઝડપ તથા તેમના પગની ઓસ્તવારી આખ્ખા એશીયા ખંડમાં મશહુર હતી. અમો જેવારે ચંદનીમાં આગળ વધવા લાગ્યા તે વેલા અમો સર્વે જીવ પર આવેલા ચંડાળોની એક ટોળકી સરખા દીસતા હતા. મારે માટે મેં મારો વિચારતો બાંધીજ રાખેલો હતો કે કુદરતે મને સીપાહગીરી કરવા લાયકનો ધારયો નથી. અને જો કે મેં ધારયું કે જેમ મારી હાલતમાં આવી પડેલા કેટલાએક લોકો જેમ તેમ કરીને દમપર સુમાર રાખી લઇ ચલાવે છે તેમ હું પણ કરીશ અને જો ખરેખરૂં બોલું તો મેં મારી તરફનો ભાગ એટલી તો મનમાનતી રીતે બજાવ્યો કે મારો શેઠ તથા તેના સોબતીઓ એમજ વિચારવા લાગ્યા કે તેઓની ટોલકીમાં હું નથી સામેલ થયલો પણ નામદાર જેહાં પેહલવાન રૂસ્તમ આવી રહેલોછે! તોપણું જે વખત મારી પરખ થવાનો હતો તેના આવી પોહચવાની હું ભારી ધાસ્તી રાખતો હતો.

ફીપ ચાકનાં ચોગાનની સરહદ ઉપરના પાહડોમાં આવેલા ગીચ વનો વટાવી આગળ લઇ જવામાં અમારા સરદારે જે હુસ્યારી બતલાવી તે જોઇ મને ઘણી અચરતી પેદા થઇ હતી. મારા સરખા જવાન મુસાફરને તે ઉંચા પાહડોની કઠણોમાં જવું અને ત્યાંથી સરકની ઉતરાણ પરથી ઉતરવું એ કેવું જોખમ ભરેલું લાગ્યું હશે તેનો વિચાર વાંચનારે પોતેજ કરી લેવો બેહતર છે. પણ મારા સોબતીઓ કાંઇપણ ધાસ્તી રાખ્યા વગર તેવા બીક્ટ માર્ગો આસાનીથી વટાવી ગયા હતા. એકવાર પાહડો પર ચહડયા પછી અમો ઇરાન દેશને લગતા ઉજાડ જંગલોમાં આવી પોહચ્યા અને એ લતાના મુલકો વિષે મારા શેઠને કેટલી માહીતી હતી તે સેહજવારમાં જણાઇ આવ્યું. જે પ્રમાણે સમુદ્ર મધે દુરથી જમીનનો કાંઠો અથવા જમીન પર આવેલી ઇમારત યુરોપીયન ખલાસીઓ જોતાનેવાર પીછાણી શકે તેમ દરેક પાહડોની ટોંચને તે જોતાં વાર પીછાણી શકતો હતો. પણ જાનવરોના રસ્તા તથા તેમના પગલાં ઉપરથી પોતાનું અનુમાન બાંધવામાં ઘણીજ તારીફ લાયક ચતુરાઇ બતલાવતો હતો. તે રસ્તા તથા જાનવરોના પગલાં ઉપરથી તે સેહલથી કહી શકતો હતો કે તે રસ્તેથી કઇ ફીસમના લોકો ત્યાંથી પસાર થયાં હતાં તથા તેઓ કયાંથી આવ્યાં હતાં, કયા મુલક તરફ જતાં હતાં, તેઓ દુસમન કે દોસ્ત હતા તેઓની સાથે સર સામાનના બોજા હતા કે નહીં અને તેઓની અજમાયશ સંખ્યા પણ ઘણીજ ચોકસાઇથી કહી શકતો હતો.

જ્યાં સુધી વસ્તી વાળા મુલકોમાં હતા ત્યાં સુધી અમો ઘણીજ સાવચેતી રાખી મુસાફરી કરતા હતા. દીવસે શુતા અને રાતના જેમ જલદી બને તેમ કુચ કરી જતા. નીમકનાં મોટાં વનમાં દાખલ થવાની આગમચ જે ભટકતો કાફલો અમને છેલ્લો મલ્યો તેઓ પાસેથી જાનવરોનો ચારો તથા અમારો ખોરાક અમોએ લઇ રાખ્યો હતો. એક વખતે તે વનમાં દાખલ થયા પછી અમોએ અમારા જાનવરોને તેઓથી ખમી શકાય એટલી ઝડપથી દોડાવ્યાં. અંતે આશરે ૧૨૦ ફરશંગની મંજલ કાપ્યા પછી અમો ઇશફહાંન શહેરની સરહદમાં આવી પોંહચ્યા. અમારી ઠાકનું ફળ ચાખવાનો તથા મારી હીંમતની તપાસ કરવાનો વખત હવે આવ્યો પણ મારા સોબતીઓએ ધાર પાડવાની જે રીત કહી સંભળાવી તેથી મારૂં દીલ જલદીથી ધસી પડયું અને હાંજાજ ગગડી ગયા.

કેટલાક વગર સંભાલ રાખેલા રસ્તા માહેલા એક રસ્તેથી તેઓએ તે શેહરમાં દાખલ થવાની ગોઠવણ કરી હતી. તે રસ્તા મને સારી પઠે માલમ હતા અને બીજી ગોઠવણ એ હતી કે એકદમ પાદશાહી વંજારસરા તરફ ધસી જવું. એ જગ્યા પર ઘણા શોદાગરોને મલવાની અમો વકી રાખતા હતા. તેઓ વરશની આ રૂતુમાં ત્યાં માલ ખરીદ કરવા રકમ

બંદ નાણું લઇને એકઠા થતા હતા.. ત્યાં જે કાંઇ રોકડ નાણું હાથ લાગે તે ઉપાડી જવાનો અમોએ ઠરાવ રાખ્યો હતો. તે કામ કરી રહ્યા પછી જો અમારેથી બને તો દરેક સોદાગરને પકડી તેનાં મોહડાંમાં ડુચો મારવો અને તે કામ એટલી તો ઝડપથી કરવું કે શેહરના લોકોમાં ગડબડ ઉઠે તેની આગમચ સઘળું કામ પાર પાડી અમો અમારી છાવણી તરફનો પાછો રસ્તો માપતા થઇએ. એ ગોઠવણ મને એટલી તો જોખમ ભરેલી તથા બીકટ માલમ પડી કે મેં મારો સાફ અભીપ્રાય તેમને જણાવ્યો કે તે અમલમાં લાવવાની યત્ન કરવી નહીં. પણ મારા શેઠે મને ડોલા ધુરકીને કહ્યું કે રે હાજી તારી આંખ ખોલ, આ કાંઇ બચ્ચાંનો ખેલ નથી. હું પેગામબરની દહાડીના સપટ લઇને તમુને કહું છું કે તમો જો પાધરે પાધરા ચાલશો નહીં તો હું તમારા બાપને બાલી નાખશ. અમો આગળ એવા કામમાં ફાવેલા છીએ અને તેમજ હાલ પણ કાંય નહીં ફાવ્યે? તે પછી તેણે મને પોતાની આગળ રાખી ચાલવાનો હુકમ કીધો અને મારી બીજી બાજુએ એક બીજા ચંડાળને રાખ્યો અને તે બન્ને જને કસમ લીધા હતા કે મને જરાક પણ સસડવાની તજવીજ કરતાં જોયતો તેજ વેલા મારાં સરીરમાં તલવાર ચલાવી દીધામાં આવશે. ત્યાર પછી અમે રાહનુમાઇ કરવા આગળ પડયા અને ઇસફ્હાન શેહરથી હું વાકેફ હતો તેથી જે જે તરફ ભાગેલી ઇમારતો હતી તે રસ્તેથી પેહલાંતો ચાલ્યા ત્યાર પછે વસ્તીવાલા મોહલામાં દાખલ થયા પણ તે રાતનો વખત હતો તેથી તે સર્વે સમસાન અને વેરાણ દીસ્તા હતા. અંતે એક પડી ભાગેલી ઇમારતના મેહરાબ હેઠલ અમે ઉભા. એવી પ્રકારની ભાગેલી ઇમારતો રસ્તે રસ્તે મલેછે અને અમારા ઘોડા ઉપરથી ઉતરીને તેઓને માટે ખુંટીઓ મારી દોરડા વટે બાંધ્યા અને અમારી ટોલીને લગતા બે આદમીઓના સ્વાધીનમાં તે ઘોડા સોપ્યાં. અમોએ અમારી સાવચેતીમાં રેહવા સારૂં ઇસફ્હાનથી પાંચ ફરસંગની વેગળાઇ ઉપર એક એકાંત ખોહમાં અમારૂં મકાન કરી રાખ્યું હતું કે જો કાંઇ તેવો બનાવ બનેતો તેમાં ભરાઇ બેસવાને બની આવે. અમો પેદલ થયા તેથી કાંઇ પણ ગડબડ કરયા વગર એકઠા થઇ આગળ ચાલવા લાગ્યા. બજારો તરફ જવાનું બીલકુલ મોકુફ રાખ્યું હતું કારણકે હું જાણતો હતો કે ત્યાં પોલીસના અમલદારો ચોકી કરતા ફરતા હતા તેથી ન્હાની ગલી ગુચીએ તે વંજારસરાના દરવાજા આગળ જઇ પોહચ્યા. અત્રે એક જગ્યા હતી જેના ખુનેખુનાથી હું વાકેફ હતો. તે જગ્યા ઉપર મારા બાપની દુકાન હતી અને તેમાં તે હજામત કરતો હતો. હું જાણતો હતો કે વંજારસરાનો દરવાજો બંધ કીધેલો હશે તેથી મારા શોબતીઓને ત્યાં મુકામ લેવા કહ્યું અને હાથમાં એક મોટો પથ્થર લેઇ બારનું ઠોકવા માંડયું અને દરબાનનું નામ દઇ તેને હાક મારવા લાગ્યો. મેં કહ્યું કે "અલી માહમદ દરવાજો ઉઘાડો કાફલો આવ્યો છે."

અરધો જાગૃત અને અરધો ઉંઘમાં તે બારણું ઉઘાડવાની કાંઇપણ નીશાન બતલાવ્યા વગર તે બોલ્યો કે "કયો કાફલો?"

"જે કાફલો બગદાદથી આવ્યો છે તે."

"બગદાદથી? તે તો ગઇ કાલનો આવ્યો છે. તું શું મારી દહાડીની મજાક કરે છે કે?"

મેં જ્યારે જોયું કે હું સજ્જર ફસ્યો ત્યારે મેં મારૂં નામ જાહેર કરવાને જરૂર જાણ્યું અને મેં કહ્યું કે "હાજીબાબા કેરબલાઈ હસન, પેલા હજામનો છોકરો જે બગદાદના સોદાગર ઓસ્માન આગા સાથે જતો રહેલો હતો તેની સાથે એક વંજાર આવી છે. એ ખબર હું લાવ્યો છું તેથી તેનું ઇનામ મને ઘટે છે."

તે દરવાંન બોલ્યો "શું હાજી કે, જે મારી ઘણીજ સારી રીતે હજામત કરતો હતો. તે તેની જગ્યા ઘણી મુદત થઇ ખાલી પડી છે. તમે બેલાસંક અંદર આવો."

એ ઉપરથી તે વંજારસરામાં દાખલ થવાનો જે મોટો દરવાજો હતો તે ઉઘડવા લાગ્યો અને તેના જુના મીજાગરાં ઉઘડતી વેલા એક ઠીંગનો જઇફ આદમી નજર પડયો. માત્ર એક સુરવાલ તેના આંગ પર હતો અને તેના હાથમાં એક લોખંડનું ફાણુસ હતું તેમાંથી પડતી રોશની ઉપરથી માલમ પડયું કે તે વંજારસરામાં પુશકળ સોદાગરો તથા તેમનો માલ પડેલો હતો.

અમારામાંનો એક આદમી તેજ વેલા તેની ઉપર તુટી પડયો અને તેને પકડી રાખ્યો અને અમે સર્વેએ મલી ત્યાં દરોડો નાખ્યો. મારા સોબતીઓ અવલથીજ પીંડારાનો પેસો કરતા હતા તેથી કીંમતી લુટનો માલ કઇ જગ્યા તરફથી મલતો તે તેઓ સારી પડે જાણુતા હતા. જેટલું સોનું તથા રૂપું ત્યાં હતું તે તેઓએ લીધું અને પણ તેઓની પેહલી અને મુલ મતલબ એજ હતી કે એ ત્રણ તવંગર વેપારીઓને પકડી લેવા અને મોડે માંગતો તેઓ પાસેથી દંડ લઇ છોડવા. આ ધાડ પડયાની બુમ ફેલાયાની આગમચ તેઓએ ત્રણ માતબર સોદાગરોને પકડી લીધા કારણકે તેઓ ઉમદા બીછાંણા જે ઉપર રેસ્મી કપડાની ગાદી તકયા અને સાલની સુજની પાંથરેલી હતી તે ઉપર સુતેલા હતા તથા ચીકનદાર ટકયા ઉપર અઢેલાયલા તેથી તેમને તવંગર તરીકે તેઓએ ગણ્યા હતા કે તેઓથી કાંઇપણુ દલ્લો હાથ લાગશે. તેઓના હાથ પગ બાંધી તેમના મુસકા તંગ કરી એક ખુનામાં ગુન કોથરાની પડે નાખ્યા.

તે વંજારસરાના ખુને ખુનાંથી હું વાકેફ હતો તેથી મને ખબર હતી કે સોદાગર લોકોની રોકડ પુજી કેઇ જગ્યામાં મેલ્યામાં આવેછે તે માહીતી ઉપરથી હું એક ઓરડામાં આસ્તેથી દાખલ થયો અને એજ ઓરડામાં મારો પેહલો શેઠ રહ્યો હતો અને વેપારી લોકો જે નાઘલા બાકશમાં નાણુ મુકતા હતા તે ઉઠાવી લેઇ બાહેર નીકલી પડયો. હું જોઇને ઘણોજ ખુસી થયો કે તેમાં એક ભારી થેલી હતી તે મારી પાસે રાખી ફરવા લાગ્યો પણુ તે વેલા અંધારી રાત હતી તેથી તેમાં શું હતું તે હું પીછાણી શકયો નહીં.

અમો અમારૂ કામ સમાપ્ત કરી રહ્યા એટલામાં તે વંજારસરા ઉપર આવી પડેલી ધારની બુમ શેહરમાં ફેલાઇ. પેહલી બુમ પડતાનેવાર તે વંજારસરા માહેલા ચાકર નફરો, ઘોડાવાલા, ઉઠના સારવાન અને ખચ્ચર હાંકનારા તે મકાનના છાપડાં ઉપર જઇ બેઠા. ત્યારબાદ પાર પડોસીઓ ટોલાબંદ ત્યાં આવી લાગા અને તેઓને કાંઇ સમજ પડી નહીં કે ત્યાં શું કરવું. પાછળથી પોલીસ અમલદાર તથા તેને હાથ હેઠલના અમલદારો આવ્યા તેઓ પણુ છાપડાં ઉપર ચઢી બેઠા પણુ બુમ બરાર વધારે જોરથી મારવા લાગ્યા અને કેહતા હતા કે મારો, ધરો, મારી નાખો, પણુ તે ધાર પાડનાર લોકોને સજા કરવા સરખું કામતો કોઇએ કાંઇ કીધું નહીં. કાંઇ થોડાક બારો તેઓએ ફોડયા પણુ એકતો અંધારૂ અને બીજું તો ચોતરફ ગડબડ ઉઠી રહેલી તેનો લાભ લઇ કાંઇપણુ ઇજા ન ખમવે ત્યાંથી નીકલી ગયા. આ ગડબડની વેલા આ અમારી જીવ ખેડનારી ટોલીમાંથી નહાશી જવાનો વારમવાર મને લોભ થયો કે તેઓ ત્યાંથી પતે એટલા સુધી હું કેડે ભરાઇ બેસું. પણુ એ અગત્યની બાબતમાં મેં મારા મન સાથે તકરાર કીધી કે અગર નહાસી જવામાં હું ફાવીશ તોપણુ આ મારા લેબાશ ઉપરથી સપડાઇ જઇશ અને હું કોણુ છું તે વિષેનો ખોલાશો કરૂં તેની આગમચ ગામના ભામટાઓ મારી ઉપર તુટી પડે અને તેઓના જોરશા

અને ફીનાનો હું ભોગ થયા વગર રહેવું નહીં કારણકે એવા હીંગામની વખતે લોકો કેટલા આંધલા બને છે અને કેવી ખુનરેજી ચલાવે છે તે મારી નજરે નજર વખતે વખત મેં જોયલું હતું. મારીં નજર આગળ મારા બાપની દુકાન હતી. એજ વંજારસારામાં મેં કેવા શુખના દીવસો આગળ કહાડયા હતા તે પણ મને યાદ હતા. હું વિચારમાં હતો કે અગર કોઇ મારો હાથ ધરીને મને મારવા લાગે તો હું ત્યારે શું કરીશ, એટલામાં મારી આગળ અસલાન શુલતાન આવી ઉભો અને તે મને તેજ વેલા કહેવા લાગ્યો કે અગરજો તેણે મારી ઉપર જે ઇતબાર રાખ્યો હતો તેને લાયકની ચાલ જો હું નહીં ચલાવીશ તો તેજ જગ્યા ઉપર મને પોંહનો કરશે. પણ મારામાં કેટલું બળ હતું તે તેને દેખાડવા સારૂ અમારી આગળથી નાહસી જતા એક ઇરાનીને મેં તેના દેખતાં પકડયો અને તેને ભાંય ઉપર નાખી મેં કહ્યું કે અગરજો તે તાબે થઇ મુગો મુગો મારી સાથે આવશે નહીં તો ત્યાંજ તેને ઠાર મારવામાં આવશે. હમેસની પેઠે તે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "હુસેનને ખાતર, તમારા બાપના રૂહને ખાતર, ઓમરની દહાડીને ખાતર હું તમને અરજ કરૂં છું કે મને છોડી દો." પણ એ અવાજ શાંભળ્યું શું! તે તો મારા પોતાના બાપનો અવાજ હતો. એક ફાંનસમાંથી પડતી રોશની ઉપરથી મેં મારા બાપની શીકળ પીછાણી. તે વંજારસરામાં ગડબડ ચાલ્યાની બુમ શાંભળીને પોતાની દુકાન માહેલી જેબી મતા હોય તેનો બચાવ કરવા આવ્યો હોય તે દેખઇતું હતું અને તેની મોટી મીરાસમાં અરધો દજન તુવાલ, અસ્તોરાનો એક કેસ, શાણુ અને સેતરંજી હતી. મેં તેની દહાડી જે મજબુતીથી પકડી હતી તે તેને પીછાણતાંને વાર મારા હાથમાંથી મેં મેલી દીધી અને અમો ઇરાની લોકો પોતાના મા બાપને માન આપવાની જે ટેવ રાખ્યે છીએ તેમ તેના હાથ ઉપર બુસ્સા દેઇ તેની હજુરમાં ઉભો રેહતે પણ અગરજો અસલાન સુલતાનના દેખતા હું જરાક પણ પસરતેતો તે મારો ધાન કહાડી નાખતે તેથી મારા બાપની સાથે મેં ગોતાં મારવ્યાં કીધાં અને ગોયા ખરેખર તેને માર મારૂંછું એવું દેખાડવા સારૂ તેના સરીર આગળ એક ખચ્ચરનું જીન હતું તે ઉપર મુક્કીઓ લગાવી હતી. આ વેલા મેં મારા બાપને બોલતાં સાંભલ્યો કે અગર આ વખતે મારો હાજી હતેતો આ રીતનો મારો હાલ થવા દેતે નહીં. આ શબ્દો સાંભળી મારા મન પર એટલીતો અસર થઇ કે મેં તેને જલદીથી છોડી દીધો, અને મારી આસપાસ ઉભેલા તુરાનીઓને તુરાની ભાષામાં મેં કહ્યુંકે આ સખશ કાંઇ આપણને ખટાવે એવું નથી એ તે કોઇ હજામ છે. એટલું બોલી મારા ઘોડા ઉપર સ્વાર થઇ કાંઇ પણ વધારે ચકચાર કરવે શેહેરમાં પાછો ગયો.

---

## પ્રકરણ ૬.

## તુરાની લુટારાઓએ પકડેલા કેદીઓ તથા વંજારસરામાં લુટેલો માલ.

જ્યારે અમો અમારી મુકામ કરવાની જગા આગળ પોહચ્યા ત્યારે અમારા ઘોડા ઉપરથી અમો ઉતરી પડ્યા અને તેમને થાક આપવા સારૂ તથા ગઇ રાતની થાક ઉતારવાસારૂ ત્યાં ઉતારો કીધો. જ્યારે અમો આગળ ચાલ્યા હતા તે વેળા અમારામાંથી એ ગેટાંનું બચ્ચું ચોરયું હતું તેને સમારી શાફ કરી તેના કટકા બંદુકના સલ્યામાં ભોકી છાના તથા લાકડાના કટકાનુ ભડકુ સળગાવી તે કટકા ભુઝી કાહડયા અને ગરમ ગરમ ભુખ્યા વરૂની પેઠે તે ગલી ગયા.

ત્યાર પછી અમે અમારા કેદીઓના કીમત આંકવાની તપાસ કરવા માંડી. એક કેદી ઉંચા પટલા કદનો આસરે પચાસ વરશની ઉમરનો હતો. તીક્ષણ નજરનો, પોકળ તપયલા ગાલનો, બકરા દહાડીનો હતો. તેને રેશમી તુમાન પેહરેલું અને શાલના કપડાનું વાસકુટ પેહરેલું હતું. બીજો કેદી ઠીંગનો, ગોળ કદનો, અઘોર ઉમરનો, લાલ ચેહરાનો હતો. તેને સીધા પોશાક પેહરેલો જેને છાતી આગળથી બટન સીવાડેલા હતા અને તે ધારાને લગતો એક અમલદાર લાગતો હતો. ત્રીજો કેદી ફરમે અને બળથી ભરેલો, ગંઠાયલી સીકલનો મજબુત અને જોરાવર બાંધાનો હતો. તેને પકડતી વેળા ઘણી મેહનત આપી હતી તેથી તેના મુસ્કા તંગ વધારે સંભાળથી કરવામાં આવ્યા હતા.

અમો ભોજન લઇ રહ્યા પછી તથા વધેલું સીધેલું તે કેદીઓને ખવાડ્યા પછી તેઓને અમારી હજુરમાં બોલાવ્યા અને તેઓના ધંધા તથા હાલત વિષે તેમને સવાલો પુછ્યા હતા. જે ઉંચા તથા પટલા કદના આદમીના ઉંચી કીમતના લેબાશ ઉપરથી તે તુરાની લુટારાઓએ પોતાની મુરાદનો મુખ્ય પાયો રચ્યો હતો તેની તપાસ પેહલી કરવામાં આવી હતી અને અમારી ટોળીમાં હુંજ એકલો ફારશી ભાષામાં વાત કરી જાણતો હતો તેથી મને દુભાસ્યો મુકરર કીધો હતો.

સુલતાન અસલાને પુછ્યું "તમો કોણ અને તમારો ધંધો શું ?"

કેદી દબાયલા આવાજથી બોલ્યો કે "તમો નામદાર જનાબની સેવામાં હું કેહવા માંગુ છું કે મારી કુચ બીશાત નથી. હું તો એક મુફલેશ આદમી છું."

"તમે ધંધો શું કરોછો."

"બંદેનવાજ હું એક સાએર છું. હું બીજુ વધારે શું કરૂં."

એક ઘણોજ હલકો તુરાની બોલ્યો કે "સાએર ? તેનો ફાયદો શું?" અસલાન સુલતાને ગુસ્સાથી જવાબ આપ્યો "કે એનામાં કાંઇપણ ફાયદો નથી. એ આદમીના દસ તુમાન પણ ગળનાર નથી. સાએરો હંમેશ ભુખરીબારશ હોયછે અને બીજાઓ પાસેથી તેઓ જે કાંઇ દગાઇથી કહડાવી શકે તે ઉપર તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે. સાએરને માટે પૈસા આપી તેને છોડવે કોણ ?"

અસલાન સુલતાને પુછ્યું કે "અગર તમો મુફલેશ છો તો આ અમુલ્ય પોશાક તમે ક્યાંથી લાવ્યા ?"

સાએરે જવાબ દીધો "થોડાક દીવસની વાત ઉપર સીરાઝના શાહજાદાની તારીફમાં કેટલાક બેત જોડ્યા હતા તેના અવેજમાં મને જે સીરપાવ મલ્યો હતો તે માહેલા લેબાશનો એ એક ભાગછે."

આ ઉપરથી તે કપડાં તેનાં આંગ ઉપરથી ઉતરાવી લીધાં અને તેને બદલે ગેટાંના ચામડાંનુ કુરતું તેને આપ્યું અને તરત વેલા તેણે રૂખસ્ત આપી. ત્યાર પછી એક ઠીંગણા કદનો કેદી આવ્યો.

તે તુરાંની લુટારાના સરદારે તેણે પુછ્યું કે "તમો કોણ છો અને તમારો ધંધો શું ?"

ઠીંગણાજીએ જવાબ દીધો જે "હું એક ગરીબ કાજી છું."

તે સવાલ નાખનારે પુછ્યું કે "જ્યારે તું મુફલેશ છે ત્યારે તું આવા ઉમદા પલંગ ઉપર શા પરથી સુતો હતો? રે સગ બચ્ચા તું જો ખોટું બોલીશ તો અમે તારૂં ઘર કાપી નાખશું. તું બોલ કે તું પૈસાદાર છે? સઘળા કાજીઓ પૈસાદાર હોયછે. લોકો તેમનો ઇનસાફ વધતામાં વધતા પૈસા આપી ખરીદ કરે તે પૈસાથી તેઓ પોતાનું ગુજરાન ચલાવેછે."

તે કેદીએ કહ્યુંકે "હું ગલાદુનનો કાજી છું અને જે ગામમાં હું વસું છું તેનાં ગણોતની રકમ નક્કી કરવા સારૂં ત્યાંના હાકેમે મને ઇસફ્હાંન જવાનો હુકમ કીધો છે."

અસલાંને કહ્યુંકે "તમારા ગણોતનાં પૈસા કયાં છે?" તે કાજીએ કહ્યુંકે "હું એમ કેહવા જાઉછું કે આપવાને મારી પાસે પૈસા નથી કારણ ગયા સાલનો મારા ખેતરોનો સઘળો પાક ટીડોએ બરબાદ કરી નાખ્યોછે તે સાથે પાણીની પણ તાંન પડી હતી."

અમારી ટોલી માહેલાં એકે કહ્યુંકે ત્યારે આ સખશથી આપણું કાંઇ વલે એમ લાગતુ નથી. પણ અમારા સરદારે કહ્યુંકે અગરજો એ કાજીજ હશેતો એને આપણે કેદ રાખ્યાથી અંતે ફાયદોજ થશે કારણકે ખેડુતોને કાજી વગર ચાલસે નહીં ત્યારે તેઓ સામાં પૈસા આપી એને છોડવી લેઇ જશે. અગરજો કાજી નહીં હશે તો એનો કોઇ એક દીનાર પણ આપનાર નથી. આપણે એને રાખીશું તો કદાચ એક વેપારી કરતાં તે વધારે મુલદાર થઇ પડશે. પણ આપણને તપાસવું જોઇએછે કે આ બીજા સખસથી આપણને કેટલું મલશે.

તેઓ ત્યારપછે પેલા ગુંડાને લાવી ઉભો કીધો અને અસલાંન સુલતાને રાએતા મુજબના તેને સવાલો પુછ્યા.

"તું કોણ છે?" "હું એક ફરસ છું!" એમ તે ઘણા મીજાજથી બોલ્યો.

"તું ફરસ છે એમ અમે કદીપણ માનનાર નથી જ્યારે તું ફરસ હોય ત્યારે પેલા તોફા પલંગ પર તારેથી આરામ લેવાનું કેમ બની આવે. જ્યાં છે ત્યાં તું ખોટું બોલેછે."

"તે પલંગ કાંઇ મારો નથી પણ મારા શેઠનો હતો."

તેઓ સર્વે બોલ્યા કે "એ ખોટું બોલેછે! ખોટું બોલેછે તું એક સોદાગર છે, તું એક વેપારીછે? હા કેહે કે સોદાગરછે નહીતર અમે તને મારી નાખશુ." તેઓએ ઘણું પણ કીધું પણ તે ના થી હા ભણ્યો નહીં અને તેનું કહેલું કોઇએ માન્યું નહીં. અંતે જ્યારે ચો-તરફથી તેની ઉપર મુક્કી અને ઠોંસા પડવા લાગ્યા ત્યારે તેણે બુમ મારી કેહવાની ફરજ પડી કે હું એક સોદાગર છું.

પણ તે માણસના સ્વરૂપ ઉપરથી મેં વિચાર્યું કે તે કાંઇ સોદાગર નથી પણ તે જે કેહે છે કે તેમ ફરસ છે અને તેમજ તે છે એ મારો વિચાર મેં મારાં સોબતીઓને કહી સંભલાવ્યો અને તેમાંથી વલે એવું કાંઇ લાગતું નથી માટે તેને છોડી દેવો. પણ આ મારી ભલામણ ઉપર ધ્યાન આપ્યાને બદલે તેઓ મને હજારો ગાલો દેવા લાગ્યા અને કેહવા લાગ્યા કે મારા સ્વદેશીઓનો જો મારે પક્ષ ખેંચવો હોય તો તેમનો જેવો હાલ થશે તેમજ મારો પણ થશે અને મને પાછો ગોલામીમાં નાખવામાં આવશે. તેથી મને ચુપકીદી અખત્યાર કરવી પડી અને આ ચંડાલોને પોતાનું સુજતું કરવા દીધું.

આ આદમીઓને પકડી કેદ કરી તેમની પાસેથી પૈસા લેઇ છોડી દેવાનાં કામમાં તેઓ બીલકુલ નીષ્ફલ થયા તેથી આ ચઢાઇને લીધે તેમનો ઘણોજ મીજાજ ગયો અને આ ચોખ્ખા માથે પડેલા કેદીઓનો નીકાલ શી રીતે કરવો તે વિષે અમારા સોબતીઓમાં વારમવાર મતફેર પડવા લાગ્યો. કેટલાક કેહવા લાગ્યા કે કાજીને રાખવો અને સાએર તથા ફરસને મારી નાંખવા. બીજાઓ કેહતા હતા કે કાજીને રાખવો કે તેના મીત્રો પૈસા આપી તેને છોડવી લેશે અને ફરસને ગોલામીમાં નાંખવો પણ સાએરને મારી નાંખવાનાં કામમાં સર્વે એકમત હતાં.

આ આદમી ઉપર મારી તરફથી મયા બતલાવ્યા વગર મને ચાલ્યું નહીં. એ પુ-રૂશ તેની ધપ છપ અને સામાન્ય તોર ઉપરથી કોઇ મોટું આદમી લાગતો હતો, જો કે

તે કેહતો હતો કે તે મુફલેસ છે. મેં જ્યારે જોયું કે તે લુટારાઓ બીચારાને મારીજ નાંખવા મંડ્યા છે ત્યારે મેં કહ્યું કે "એ તમે શું બેવકુફી કરો છો. તમે એને મારી નાંખવા માંગો છો પણ એ સાએરને મારી નાંખવો તે કાંમ જેમ એક હંસ દરરોજ એક એક સોનેરી બેડું આપતું હતું તેના પેટમાંથી વધારે મેલવવાની આશાથી મારી નાંખ્યા બરોબર છે. તમો શું જાણુતા નથી કે સાએરો કોઇ વેલા ઘણાં તવંગર હોય છે અને જ્યારે તેઓ તવંગર થવા માગે ત્યારે તેમ તેઓ થઇ શકે છે કારણ કે તેઓનું દ્રવ્ય તેઓ પોતાની સાથે પોતાના માથામાં લેઇને ફરે છે. તમુને શું ખબર નથી કે એક પાદશાહએ એક સાહેરને બેતની દરેક સતર માટે એકકી સોનાની મીસકલ આપી હતી અને એજ પ્રમાણે હાલના શાહાને માટે પણ એમજ બોલાય છે અને કોણ જાણે આ સાએર શાહનો ખાસ સાએર પણ કાંય નહીં હોય?" તે ટોળીમાંથી એક જણ બોલ્યો કે જો એમજ હોય તો જલદીથી આપણને માટે બેતો જોડી લાવે તે જો દરેક બેતે એકકી મીસકળ મેળવે નહીં તો આપણે એનુ ડોકું કાપી નાંખશું. પછી સઘળા પીંડારા તેને કેહવા લાગ્યા કે બેત જોડો, બેત જોડો! ગોયા તેજ વેળા તે બેતોથી તેઓ લાભ મેળવવાનાં હોય તેમ! વળી તેઓ કહેવા લાગ્યા કે અગરજો તમે બેત નહીં બનાવસો તો તમારી જબાન ખેંચી કહાડશું.

અંતે તેઓએ તે ત્રણે કેદીઓનો પ્રાણ બંચાવી રાખવાનો તથા લુટેલા માલની વેહચણી કીધા બાદ કીપચાકનાં ચોગાન તરફ કુચ કરી જવાનો ઠરાવ કીધો.

અસલાને અમને સર્વને બોલાવી એકઠા કીધા અને અમો પાસે જે જે લુટેલો માલ હતો તે તેને આપવાની ફરજ પાડી. કોઈ રૂપાંથી ભરેલી થેલી અને કોઇ સોનાથી ભરેલી થેલીઓ લાવ્યા હતા. અમો રોકડ પૈસા લાવ્યા હતા એટલુંજ નહીં પણ હુક્કાના મોહડાં, રૂપાંની ટીપાટ, શાલ તથા તરેહવાર બીજી જીનસો લાવ્યા હતા. મેં ચોરેલી ચીજો આપવાની જ્યારે વારી આવી ત્યારે એક ઘણીજ દાબી દાબીને તુમાનોથી ભરેલી કોથલી મેં રજુ કીધી અને તે જોઇને એ લુટારા એટલા તો ખુસી થયા કે તેઓ મારી ઘણી વાખવાખી ગાવા લાગ્યા.

તેઓ સર્વે એક અવાજે કેહવા લાગ્યા કે વાખ વાખ તમે તો સર્વેથી સરસ નીવડ્યા. અમારેથી એમાનું અરધું પણ બનતે નહીં.

અગત્સ કરીને મારો શેઠ મારી ઘણીજ તારીફ કરવા લાગ્યો તે બોલ્યો "રે હાજી! મારા દીકરા! મારાં કલેજાં! હું મારા બાપની ગરદનનાં કસમ લઇ કહુંછું કે તેં અચ્છી નોકરી બજાવી છે, તેથી મારી એક લોંડી સાથે તુને પરણાઉ છું અને તું અમારી સાથે રેહજે. તારે સારૂં એક જુદો ટંબુ લેજે, તે ઉપરાત વીસ ગેટાં પણ લેજે. જ્યારે તારા લગણ કરશું ત્યારે આપણાં સઘળા લસ્કરને જીયાફત આપસું. આ શબ્દોએ મારા મનપર જબરી અસર કીધી હતી અને પેહલી તકે તેઓનાં હાથમાંથી છટકી જવાના ઠરાવને વધારે જોરથી વલગી રહ્યો હતો. તોપણ મારો શેઠ જે લુટી લાવેલા માલના વાંટા પાડતો તે હું ઘણીજ તીક્ષણ નજરથી જોતો હતો કારણકે તે માહેલો મોટો ભાગ મારે ભાગે આવસે એવી હું ઉમેદ રાખતો હતો. પણ જ્યારે મને તેણે એક દીનાર પણ આપ્યો નહીં ત્યારે મારા મનમાં ઘણુંજ માંઠું આવ્યું. મેં ઘણીબી અરજ કીધી, મેં ઘણાબી કાલાવાલા કીધા, મેં ઘણી પણ વીનંતી કીધી, તે સઘળું ફોકટ ગયું. મારી અરજના જવાબમાં એટલુંજ મને કેહવામાં આવ્યું કે હું જો વધારે ટીકટીક કરીશ તો મારૂં ડોકું કાપી નખાવવાનો તેઓને સબબ મલશે. તેથી અવસ મલેલા પચાસ ડયુકટો ઉપર સંતોષ ધરી બેઠો. અંતે તે લુટી લાવેલા માલનાં વેહે-

ચાણુથી નારાજી થયાથી તેઓ મારામારી ઉપર આવ્યા અને ખુનરેજી થતે એવો સંભવ હતો. એટલામાં એક વાંધો કાહડનાર બોલ્યો કે અમસ્થા લડી ના મરો પણ આપણી મંડળીમાં એક કાજીછે તેને આપણો વાંધો પતાવવાનું કામ સોંપો તે આપણો વાંધો પતાવસે.

તેથી તેજ વેલા તે ગરીબડા કાજીને તેઓની વચમાં લાવી બેસાડયો અને જે માલમાં તેનો પણ માલ નાખેલો તેનો નીવેડો લાવવાનું કામ તેને સોપ્યું કે જેમાં તેને એક દીનારની પણ હાંસલ હતી નહીં.

---

## પ્રકરણ ૭ મું.

### હાજીબાબાની દયાલુ સોચના અને અસ્કર સાએરનું દાસ્તાન..

જે રસ્તે અમો આવ્યા હતા તેજ રસ્તે પણ તેથી ઓછી ઝડપે અમે પાછા ફર્યા કારણ કે અમારી સાથે કેદીઓ હતા. તે કેદીઓ કોઇ વેલા ચાલતા હતા અને કોઇ વેળા સવારી કરતા હતા.

તે સાએરનો સામાન્ય દેખાવ જોઇને પ્રથમથી તેની ઉપર આવી પડેલી જફા ઉપર મારૂં ચીત ખેંચાયું હતું અને હું પોતે કાંઇ થોડું ઘણું વાંચી ભણી જાણતો હતો તેથી એક વીદ્વાન આદમીનાં દુઃખનો સરીગત થવાને તથા તેની સંભાળ રાખવાને મને ભાવ્યું. હું તેનો પક્ષ ખેંચતો હોઉ એવું કાંઇ પણ દેખ બતલાવ્યા વગર તેની પાસે બેત લખાવવાને બાહણે તેની ઉપર ચોકી રાખવાની મારા શેઠની પરવાનગી મેળવી અને અમારી ફાર્સી ભાષામાં વાત કરી અમો એક બીજા વચ્ચે ઘણીજ છુટથી બીજા લોકો ન સમજે એવી રીતે વેહવાર ચલાવતા હતા. મેં મારી હાલતનો ખોલાસો તેને સમજાવ્યો તથા મારી ધારણા ત્યાંથી છટકી જવાની હતી તે વિષે ચેતવણી આપી અને તેને મેં ખાતરીથી કહ્યું કે જેટલી મારી તાકાત હશે અને જેટલું મારેથી બનશે તેટલો તેને હું ઉપયોગી થઇશ. જે લોકો તરફથી ગાળો અને તેમને હાથથી હારમાર થવા સીવાએ બીજી કસી દહાપણ ભરેલી વર્તણુકની વકી રાખતો ન હતો તેવા લોકોનાં એક સોબતીને મોહડેથી દયા અને મયાના શબ્દો સાંભળી તે કેદી ઘણો ખુશી થયો હતો. જેમ મેં આગળ ધારયું હતું તેમ મને માલમ પડયું કે આ આદમી કાંઇ મરતબો ધરાવનાર પુરૂપ છે. કારણ કે તે ઇરાની દરબાર તરફથી મલેક-અલ-સાએરાહનો યાને શાએરોના પાદશાહનો ખેતાબ વાપરતો હતો. તે શીરાઝથી તેહરાંન જતો હતો જ્યાં શાહે તેને કાંઇ કાંમે મોકલ્યો હતો અને જે દીવસે તે ઇશફાન જઇ પોંહચ્યો તેજ દીવસે તે કેદ પકડાયો હતો. મેં જ્યારે તેની ઉપર દયા કરી મારી ઉપર બનેલી વાત તેને કહી ત્યારે તે પણ પોતાની હાલતની તથા કામકાજ વિષેના ભેદ રફતે રફતે મારી આગળ ખોલ્લો કરવા લાગ્યો. મેં મારી સઘળી હકીકત તેની આગળ કહી સંભળાવ્યા પછી નીમકનું જંગલ પસાર કરતાં વખત કાહડવા સારૂં મેં તેને અરજ કરવા ઉપરથી નીચે મુજબનો પોતાની ઉપર બનેલો એહવાલ તેણે જાહેર કીધોઃ—

હું કેરમાન શેહરમાં જણમ પામ્યો હતો. મારૂં નામ અસ્કર છે. મારો બાપ તે શેહરનો લાંબી મુદત સુધી હાકેમ હતો. તે વેળા ઇરાન દેશમાં હીજડો આગા માહમદસાહ રાજ કરતો હતો અને જો કે મારા બાપને તે હાકમી છોડાવવાને તરેહવાર નુકસાનકારક યુક્તીઓ કીધી હતી તોપણ તે અતીઘણો આબરૂદાર હોવાથી તેના દુશમનો તેની ઉપર ફાવ્યા નહીં. વખતે વખત તે આંખના મરજથી ઘણી ઇજા ભોગવતો હતો પણ પોતાની હીકમતથી પોતાનું સઘળું કામ ચલાવી લેતો હતો. હાલના સાહના વખતમાં સારા ભાયગે તે શાંતી

સાથે પોતાના બીછાનામાં મરણ પામ્યો. જે જે મીળકત તે મુકી ગયો હતો તે મારા સ્વાધીનમાં મને લેવા દીધી હતી. તે મીરાસની કીમત આસરે દસ હજાર તુમાનની હતી. મારી જવાનીના વખતમાં મારા સીખવાના કામમાં અતીઘણું લક્ષ આપતો હતો તેથી સર્વે કોઇ મારી તારીફ કરતું હતું. સોળ વરસની ઉમરે આવતા સુધીમાં હું ઘણુજ સુંદર હરફે ભાતભાતના લેખો લખતો હતો. "હાફેજ" તો તમામ હું મોહડે જાણતો હતો અને મને બેત જોડવાનો એટલો તો અનુભવ થયો કે સઘળાં લોકો સાથે ગોયા બેતમાંજ હું વાતચીત કરતો. મેં મારો હાથ દરેક વીદ્યા તથા હુનરની બાબતમાં ઘાલ્યો હતો. લેલી તથા મજનુનની મોહબતી બાબતો ઉપર મેં દફતરો લખ્યાં હતાં બુલબુલ જે ગુલાબના ફુળ ઉપર સદા ફીદા ફીદા થાય છે તે બુલબુલ જેવારે ગાયનમાં લપટાયલું માલમ પડયું તેવા બનાવને મારી સાએરીના દફતરમાં બેતરૂપી લેખમાં નોંધી રાખ્યામાં આવ્યું છે. આ વેળા ઇરાનનો પાદશાહ સાદીકખાન જે પાદશાહી તખત લેવાનો ફાંકો રાખતો હતો તેની સાથે લડાઇમાં ઉતરેલો હતો અને પાદશાહે પોતે પોતાના લશકરની સરદારી લીધી હતી અને પાદશાહના લશકરે ફતેહ મેલવ્યાથી તે બનાવ ઉપર બેતો મેં જોડ્યા હતા અને પાદશાહની સીફત તેમાં કીધી હતી. એ લડાઇનું વર્ણન કરતાં એ લડાઇના મેદાનમાં એક વાદલ ઉપર રૂસ્તમને લાવી મેલ્યો હતો અને તે ગોયા પાદશાહને લડાઇ કરતો ઘણાં જોશમાં આવેલો જોયછે તેથી તે પોતાના મનમાં બોલેછે કે મારાં ઘણાં સારાં ભાયગ કે જમીન છોડીને હું આકાસવાસી થયો છું કારણ કે આ પાદશાહનાં જખમમાંથી હું ખચીત બચી શકતે નહીં. તે ઉપરાંત મેં મારી અકળને વધારે તેજ કરીને સાદીકખાંનને માટે લખ્યું હતું કે સાદીકખાનને ફતેહ મલી નથી તોપણ તેને દલગીર થવું જોઇતું નથી કારણકે પાદશાહે પોતાના મોટા મનથી પોતાના દુસમનના માથાં ઉંચે દરજે આકાશપર ચહડાવ્યા છે. આ રીતે લખવાની મારી મકસુદ એ હતી કે લડાઇ થઇ રહ્યા પછી પાદશાહે કેટલાક હારેલા આદમીઓના ડોકાં કપાવી નાંખી તેમને એક કાડીમાં પોઇ તેનો એક દામ બનાવ્યો હતો તે બનાવનો એસારો જણાવ્યો હતો, આ પ્રકારના મારા લખાણની વાત શાહના કાન ઉપર આવ્યાથી તેણે મને બોલાવી એક દરબાર ભરી અમીર ઉમરાવોની હજુરમાં મારા મોહડામાં શોનેરી સીક્કા ભરી મારા મોહડાંને મીઠું કીધું. એવી રીતનું માન કદાચજ કોઇ સાએરને આપવામાં આવેછે. આ કામ થયાથી આગળ ચાલતાં મારો વધારો થતો ગયો. પાદશાહની દરબારમાં હાજર રેહવાને તથા બેતો લખવાને મને હુકમ થયો. મને મારા ધંધામાં જે ભારી ઉલટ હતી તે દેખાડવા સારૂં મેં પાદશાહને જણાવ્યું કે આગલા વખતમાં ઇરાન દેશની તવારીખ આપણા માનવંતા સાએર ફીરદુસીએ લખી હતી અને તમારા સરખો બીજો પાદશાહ કોઇપણ જમાનામાં થઇ ગયો નથી તેથી ફીરદુસી સાએરની પેઠે શાહનામું લખવાની મને પરવાનગી આપવી અને એ મારી અરજ પાદશાહએ ઘણીજ મેહરબાનીની રાહે કબુલ રાખી. ઇરાંની દરબારનો ખજાનચી મારો એક વેરી હતો. તેણે કાંઇ પણ સબબ વગર મારી ઉપર ૧૨૦૦૦ તુમાનનો દંડ નાખ્યો. પણ પાદશાહે તેમ કરવા ના પાડી અને કહ્યું કે આ જમાનામાં અતી ઘણા પંકાયલા સાએર સાથે એવી ચાલચલાવવી તેને સજાવાર નથી. એક વેલા એક મોટી મંડલીમાં ગઝનવીના પાદશાહ મેહમુદશાહે શાહનામાંની લખાઇ દાખલ ફીરદુશીને દર બેતે એકકી સોનાની મીશકલ આપી હતી તે લખાઇની મોટી કીંમત હતી કે નહીં. મારી ધારણામાં તે વેલા આવ્યું કે હું એ અગતની બાબતમાં જે મારો અભીપ્રાય આપું તે પાદશાહના કાંન પર જાય તો ઠીક. તે સબબથી મેં કહ્યું કે મારા બાબમાં હાલના પાદશાહની સખાવત મેહમુદશાહની બરોબર છે બલકે વધારે બુલંદ છે કારણકે તે પાદશાહે તો આખી

પૃથ્વીમાં પ્રખ્યાત થયેલા શાએરની ઉપર નવાજેસ કીધી પણ હાલના નામદાર શાહે તો મારા સરખા એક કમીના આદમી જે તમારી આગળ હાલછે તેની ઉપર પોતાની સખાવતનો હાથ લંબાવ્યો છે.

તે મંડળીના કેટલાક ગ્રહસ્થોએ પોતાની જાણવાની ખાહેસ બતલાવી કે કયે વખતે અને શી રીતે હાલના શાહે મારી ઉપર નવાજેસ કીધી તે તેમને જાહેર કરવું. તે ઉપરથી મેં તેમને કહ્યુંકે જ્યારે મારો બાપ હક થયો ત્યારે દસ હજાર તુમાનની કીમતની એક મીલકત તે મેલી ગયો હતો. તે મીલકતનો વારસ થવાને મને પાદશાહે પરવાનગી આપી. જો તેની મરજીમાં આવતે તો તે મીલકત પોતે લઇ લેતે. આ દસ હજાર તુમાન થયા. વલી વડા ખજાનચીએ મને દસ હજાર તુમાન દંડવા માગ્યો પણ પાદશાહે તેમ તેને કરવા દીધું નહીં. આ દસ હજાર તુમાન બીજા. બાકીની નવાજેસ જ્યારથી હું એ નામદાર શાહની ખીદમતમાં રહ્યાથી જે નીમક પાણી વાપરૂં છું તેમાં ગણું છું. હાજીબાબા બોલ્યો કે "ખોદા એવા પાદશાહને સદા કાયમ રાખે. તેનુ પ્રતીબીંબ કદી પણ ટુકું ન થાય. તે પોતાના સર્વે શત્રુ ઉપર ફતેહ મેલવે."

તે સાએરે પોતાનું દાસ્તાન આગળ ચલાવ્યું કે હું મારા મનમાં હરખાતો હતો કે એ સઘળી મારી કહેલી શીફત નામદાર શાહના કાન ઉપર આવ્યા વગર રહેનાર નથી. તેમજ અંતે બન્યું કે થોડા દીવસ પછી નામદાર શાહે મને એક ઘણીજ ઉંચી કીમતનો સરપાવ આપયો તેમાં કીનખાબનો ડગલો, એક કમરે બાધવાની શાળ તથા કસબી ડગલો એક જેની કીનારીએ ફરતી કોર જડેલી હતી. તે ઉપરાંત મને શાએરોના પાદશાહનો ખેતાબ પણ પાદશાહી ફરમાંનની રૂએ આપવામાં આવ્યો હતો જે હંમેશના રીવાજ પ્રમાણે ત્રણ દીવસ સુધી મેં મારી ટોપીની અંદર પેહરી રાખ્યું હતું. આ કામની ખબર મારા જે જે મીત્રોને પડી તેઓ મને મુબારક બાદી આપવા લાગ્યા અને તેથી હું મારા મનમાં હરખાઇને પોતાને મોટું આદમી સમજવા લાગયો મેં એક બાબત બેતમાં લખી જેથી બે મારી મતલબ સચવાઇ, એકતો એ કે શાહાના મોટા ખજાનચીથી જે મને ભારી અપમાન મળ્યુ હતું તેની ઉપર મારે વેર લેવાનું થયું તથા સરપાવની બાબત તેને માલમ પડ્યાથી મારી તરફ વધારે માન્યથી તે હવેપછી જોતો રહે. મેં એવી તે કલાથી મારા બેતો જોડ્યા હતા કે તેનો બેવડો અર્થ થાય જે તેના અજ્ઞાનપણામાં જે તેની શીફત ગાઈ છે તે ખરેખરૂં જોતા ભેદમાં તેની બદનક્સી થઈ છે અને તેમાં મોટા મોટા અરબી બોલો હતા કે જે તે મુદલ સમજી શકતો ન હતો તે ઉપરથી તે એમજ સમજતો હતો કે તે લખાન તેની સ્તુતીમાં લખ્યામાં આવ્યું હતું. જો ખરૂં જોશો તો મેં મારા અર્થને એવી રીતનો લેબાશ આપયો હતો કે મારી તરફનો ખોલાશો મળ્યા વગર તે અર્થ કોઇને બરોબર સમજ પડે નહીં. પણ બેતબાજીમાંજ હું કાબેલ હતો એમજ નથી. હું યંત્ર શાસ્ત્ર પણ જાણતો હતો અને મેં જે કેટલીક નવી શોધો કીધી હતી તે ઇરાનની દરબામાં ઘણી વખણાઇ હતી. મેં એક ચકર એવું બનાવ્યુ કે તે સદા ફરતું રહે. મેં કેટલીક જાતના રંગીન કાગજો પણ બનાવ્યા હતા. મેં એક નવી પ્રકારનું કલમદાન બનાવ્યું અને કપડાં બનાવવાની તૈયારીમાં હતો એટલામાં નામદાર પાદશાહે મને બોલાવી કહ્યું કે રે અસકર તમે તમારા બેતબાજીના કામનેજ વલગી રહેવો, જ્યારે કપડાની મને જરૂર પડશે ત્યારે તે યુરોપ ખાતેથી હું મંગાવી લઇશ. શાહના કહ્યા મુજબ હું ચાલ્યો કારણ કે નવા વરસના આવતા તેહવારનાં ટાંકણા પર જ્યારે શાહના દરેક ફીદવીની ફરજ છે કે સાહને લાયકની કાંઈ ભેટ લાવે તે કારણસર એક દાંત કોટરનાર વિષે મેં ઘણાક રસીલા બેત જોડ્યા અને તે બેતને ઉંચી કીમતના દાબડામાં મેલી

શાહને ભેટ કીધા તેથી શાહ એટલો તો મારી ઉપર ખુસી થયો કે નવરોજના મુબારક દીવસે અમીર ઉમરાવોની શાહની દરબારમાં જે મીજલસ ભરાઇ હતી તેઓ માહેલા પ્રત્યેક અમીર તથા ઉમરાવને ફરમાવ્યામાં આવ્યું હતું કે મારા મોહડાં ઉપર મારી મેહનતને માટે બુસ્સા દે. તે બેતમાં નામદાર પાદશાહના દાંતનો મોતીની સાથે મુકાબલો કીધો હતો અને દાંત કોતરનીને મોતીના કાલુ લાવનારની સાથે, તેના દાંતના પારાને પરવારાની ફીનારી, તથા તેના મોહડા ઉપરની મુછ તથા દહાડીને માહસાગરના મોજાની સાથે મુકાબલો કીધો હતો. આ પ્રકારની મારી કલમા ફલવંત જોઇ સર્વે કોઇએ મને મુબારકબાદી આપી હતી. મને તેઓએ ખાતરીથી કહ્યુંકે મારી સાથે ફીરદોસીને સરખાવતાં તે સાએર તો એક બુબખ ગધેડો હતો. એવી એવી રીતે નામદાર શાહની મેં પુશકળ મેહરબાની મેળવી હતી અને નામદાર પાહદશાહની એજ ઇંતેજારી હતી કે જેમ બને તેમ જલદીથી હું દોળતમંદ તથા હોરમત ધરાવનાર થાઉ તેથી પ્રત્યેક વખત મને તેમ થવાની તક આપતો હતો. તેવી તકોમાં એકવેલા પાદશાહનો વડો છોકરો જે ફારસ પ્રાંતનો હાકેમ હતો તેને માટે ઉંચી કીમતનું નજરાનું મોકલવું હતું. તે કામ મને સોપ્યું. સીરાજ શેહરમાં જઇ પુગા પછી મને ત્યાં ઘણોજ માન ભરેલો આવકાર આપવામાં આવ્યો હતો તથા મોટી રકમની ભેટો કરવામાં આવી તે ઉપરાંત ગામેગામના લોકોએ પણ મને નજરાણું કીધું હતું. તે સર્વે મલી મારી પાસે મોટી રકમ એકઠી થઇ હતી. ગઇ રાતે મારી ઉપર આવી પડેલી જફામાં તે સઘળું દ્રવ્ય લુટાઇ ગયું. તેથી તમે મને આ જગોએ એક ઘણોજ દુઃખી આદમી જોવો છો. અગરજો તમે મને છોડવવાની મેહનત લેશો નહીં તો હું કેદખાનામાં રીબી રીબીને મરણ પામીશ. કદાચ પાદશાહ મને છોડવવાને ઇનતેજાર હશે પણ મને છોડવી મંગાવવાને પૈસા આપવા પડે તે તે કાંઇ આપી શકનાર નથી. તે સાથે વડા ખજાનચી સાથે મારે કાંઇ પાધરું ચાલતું નથી અને મેં વડા ખજાનચીનાં મોહડા ઉપર કહેલું કે તે એટલો તો ઓથમી છે કે તેને ઘડીયાલને કુચી આપતાં પણ આવડતું નથી તેથી હું જીવું કે મરૂં તેની તે કાંઇ પણ દરકાર રાખતો નથી. જે પૈસાથી હું મારો છુટક વેચાતો લેઇ શકતે તે તો આ જંગલી લોકો લુટી ગયા અને તેટલી રકમ ક્યાંથી મેલવી શકું તે મને સમજ પડતી નથી. ખોદા જાને મારા કીસમતમાં આ પ્રકારની ઝફામાં પડવા લખ્યું હશે તેથી મને બડબડ કરવી સજાવાર નથી પણ તમે એક મુસલમાંન ભાઇબંધ છો તેથી હું તમને અરજ કરૂં છું કે અલી ઉપર પ્રેમ ચલાવી આ મારા સંકટનાં વખતમાં મને મદદ કરો.

## પ્રકરણ ૮ મું.

### હાજીબાબા તુરાની લોકોના હાથમાથી નાહાસી જાય છે અને કહડામાંથી કુદકો મારી બંચાવ કરવા જતાં ચુલામાં પડેછે.

તે સાહેરે પોતાના દાસ્તાનની હકીકત કહી રહ્યા પછી હાજીબાબાએ તેને કહ્યું કે હું તમુને ખાતરીથી કહું છું કે તમુને મદદ કરવાને મારેથી બની શકે એટલી હું મેહનત લઇશ પણ હાલ તરતતો હું તમુને ધીરજ ધરવાની ભલામણ કરૂં છું કારણ કે મેં મારો છુટકારો કરવા લાયક કાંઇ ઉપાય શોધી કાહડ્યા નથી અને તેની સાથે તમુને છોડવવાની યુકતીમાં મને ભારી અડચણો નડે છે. જ્યાં સુધી આપણે આ ખોલ્લાં જંગલમાં ચાલશું ત્યાં સુધી આપણા ધણીઓની ચોકી પેહરા છટકાવી જવું ઘણુંજ મુશકેલ છે. વળી મારા ઘોડા કરતાં તેઓના ઘોડા કાંઇ ઓછી ઝડપ ધરાવતા નથી તે સાથે આ દેશથી તેઓ મારા કરતાં વધારે જાણીતા છે એમ છતાં તેઓની ચુંગાલમાંથી નાસી જવું તે દીવાના આદમીનું કામ છે.

અમો તે નીમકના વનની સરહદ પર જઇ પોહચ્યા અને આસરે વીશ ફરશંગ લાંબો રસ્તો જે દમાગાનની પુર્વ તરફ છે અને જેથી તેહેરાનથી મેશેદ જવાય છે તે તરફ જઇ પહોંચ્યા ત્યારે અસલાંન શુલતાને ત્યાં ધામો નાખ્યો અને રેતીના કાંઠા ઉપર જે ખાડા અને ઢાલની જમીન છે ત્યાં જઇ ભરાઇ બેસીએ કે કાંઇ સારા ભાયગથી તે રસ્તેથી કોઇ વંઝાર જાય તો તે લુટવાને બની આવે. બીજે દીવસે મોટે પરોઘીએ એક કાસદ જે તે લત્તા તરફ ફરતો રાખ્યામાં આવ્યો હતો તે મોટી ઝડપથી દોડી આવ્યો અને ખબર આપવા લાગ્યો કે દમાગાન તરફથી ધુળનો વંટોળીઓ તેનાં દીઠામાં આવ્યો અને મશેદ જવાને રસ્તેથી આપણી તરફ તે વંટોળ્યો આવતો લાગે છે.

જલદીથી અમોએ અમારા કાનની ચાપકી ઉભી કીધી અને ચંચળાઇનું ડોલ પકડયું. તે તુરાની લોકોએ વાશો કાધો હતો ત્યાંજ પોતાના હાથમાં સપડાયલા કેદીઓને બાંધેલા રૂંધેલા જેમના તેમ પડતા મેલ્યા તે એવી ધારણાથી કે તે દુરથી આવતી વંજારને લુટી તેઓની તરફ પાછા ફરવું.

ચોકારી કરવા સારૂ પેહલાં અસલાન પોતે બાહેર પડયો અને મને પોતાની પાસે બોલાવી કહ્યું કે "હાજી હવે તમોને પ્રખ્યાત થવાનો વખત આવ્યો છે. તમે મારી સાથે આવો અને આપણી સાથનાં સઘળાં આદમીઓને બાહેર પડવાની આગમચ હું કેવી સાવચેતી રાખવા માગું છું તે હું તમને બતલાઉં જે જાણવાની તમને જરૂર છે કારણકે એક વખત એવો આવશે કે આ પ્રકારનાં કામો તમુને પોતાને કરવા પડશે. હું તમુને મારી સાથે એટલા કારણથી લઇ જાઊં છું કે વખતે દુભાષ્યાનું કામ પડે કેમકે ઘણીએક વેલા આ વંઝારોમાં એવા સખશો આવે છે કે જેઓ અમારી ભાષા મુદળ સમજતા નથી. આપણથી જવાઇ શકાશે એટલા નજદીક આપણે જઇશું અને આપણા ભોમીયા સાથે કદાચ વાત પણ કરશું અને અગરજો તેની સાથે આપણથી કાંઇ બંદોબસ્ત થઇ શકશે નહીં તો આપણા સર્વે આદમી સાથે આપણે તેઓ ઉપર તુટી પડશું."

જેમ જેમ તે મુસાફરો નજદીક આવવા લાગ્યા તેમ મેં જોયું કે અસલાન ધભરાવા લાગ્યો અને તે મને કેહવા લાગ્યો કે મને ભય લાગે છે કે આ કાંઇ વંજાર નથી. એ લોકો વીખરાયલી રીતે ચાલતા નથી પણ લશ્કરની ધપે ચાલેછે તે સાથે વંજારના જાણવરોના ગળામાં ભેરવેલા ચંગ અથવા ઘાંટનો અવાજ સંભળાતો નથી અને ધુલારૂં એક જગ્યા તરફ ઘણું ફેલાયલું લાગેછે, મને ભાલા નજર આવેછે અને ઘોડા સ્વારોનું એક મોટું લશ્કર આવતું હોય તેમ દીસેછે, એમ કરતાં જ્યારે તે સ્વારો નજદીક આવ્યા ત્યારે માલમ પડયું કે તે કાંઇ વંજાર ન હતી પણ કોઇ મોટા પ્રાંતનો હાકેમ ફરવા નીકલ્યો હોય અને તેની સાથે ઘોડે સ્વારો તથા ચાકર નફરનો રસાલો જમાવ થયલો હોય તેમ લાગતું હતું.

આ ખેલ જ્યારે મેં મારી નજરે જોયો ત્યારે મારૂં દીલ ખુશાલીથી ગોયા કુદવા લાગ્યું કે મને છટકી જવાની આ એક અછી જોગવાઇ હાથ લાગી. અગરજો મારા માલીકના મનમાં કાંઇ પણ ભરાંત ઉપંન કરયા વીણા તે સ્વારોની નજદીક પેહલો જઇ લાગું તો એવું હતું કે નાહસી જવાને સવલ પડે જો કે પેહલાંતો મને જફા ખમવી પડે પણ મારી વાત તેઓ માની શકે એવી મીઠાસ ભરેલી મારી ભાષા ઉપર મેં ઇતબાર રાખ્યો. તે ઉપરથી મેં મારા ચોકીદાર શોબતીને કહ્યુંકે આપણે આગળથી ધસારો કરી જઇએ અને તેની પરવાનગી મેલવ્યા વીણા મેં મારા ઘોડાને કાંટા ભોકી તેજ કીધો. તે સ્વારે મને અટકાવવાની ધારણાથી મારી પુઠે પોતાનો ઘોડો દપટાવ્યો. પણ જે ઉંચા ટેકડા ઉપર અમોએ ધામો નાખ્યો

હતો ત્યાંથી થોડાએક આગળ ગયા બાદ તે ખટલો તમામ અમારી નજરે આવ્યો અને તીર ફેંકેલો જેટલા છેટા ઉપર જઇ પુગે તેટલા અંતરે અમો આવી લાગ્યા. અમો તેમને નજર પડતાં વાર તેઓએ પોતામાંથી છ અથવા સાત સ્વારોને અમારી તરફ મોકલ્યા જેઓ ઝડપથી અમારી આગળ આવ્યા. અમોએ ત્યાંથી વંજો લેવા માંડયો. જેટલો અસલાને પોતાના ઘોડાને દોડતો કીધો તેટલો મેં મારા ઘોડાને દોડતો અટકાવ્યો અને આ રીતની હીલચાલથી તે સ્વારો જલદીથી મારી આગળ આવ્યા અને તેજ વેળા મને કેદ પકડયો અને એક પલમાં મને ઘોડાપરથી ઉરાડી નાખ્યો, મારા હથીયાર કાહડી લીધાં, મારા પચાશ ડયુકટ, મારા અસ્તોરા તથા જે કાંઇ મારી પાસે મારૂં વીંટ હતું તે સઘળું તેઓએ લુટી લીધું અને જોકે મેં તેઓને સમજાવીને કહ્યું કે મારી નીષ્ટા કાંઇ નાહસી જવાની નથી તોપણ તેઓએ મારી શાલ કમરમાંથી છોડી લેઇ મારા મુસકા તાટ કીધા. એવી હાલતમાં તેઓ મને ઘસડી લઇ જવા લાગ્યા અને જરાક દમ લેતો તો ધપાધપ લાત મુક્કીનો માર ખાતો. એવી દુઃખ ભરેલી હાલતમાં મને તેઓ પોતાના સરદાર આગળ ઘસડી ગયા. તે સરદારે ત્યાં મુકામ કીધેલો અને તેની આજુબાજુએ સર્વે ઉભેલા હતા. સર્વે કોઇ વાંકાં વળીને તેની કુનશ બજાવતા તે ઉપરથી મને લાગ્યું કે તે પાદશાહી તોખમનો હશે અને જ્યારે હું તેની નજદીક જઇ પોહચ્યો ત્યારે મને જણાવ્યામાં આવ્યું કે તે પાદશાહી વંશનો સરદાર છે એટલું કહી તેઓ મને ધુમ મારતા જાય અને પોકાર કરે કે શાહજાદાને પગે લાગ! શાહજાદાને પગે લાગ! ત્યાં એકઠા થયલા લોકોનું એક કુંડાલું કરી મને છુટો મેલયો. હું છુટો થતાને વાર તે કુંડાલું વટાવી તે શાહાજાદા આગળ દોડી જઇ તેના ડગલાની દામન પકડી પોકાર મારી બોલ્યો કે "પનાહ એ શાહજાદા!" મારી આ બેઅદબીને સારૂં મને સજા કરવા સારૂં એક સ્વાર મારી ઉપર ધસી આવ્યો પણ શાહજાદાની મરજી ન હતી કે તેની પનાહ માગવાના પવીત્ર રીવાજને ભાગવા દે; તેથી તેણે મને મદદ આપવાને કબુલાત આપી. તેણે પોતાના ખીદમતગારોને હુકમ કીધો કે મને કાંઇ પણ રીતની ઇજા દેવી નહીં અને મને ફરમાવ્યું કે જે હાલતમાં મને લાવી હાજર કીધો તે હાલતમાં હું શી રીતે આવી પડયો તેનો તેની આગળ ખોલાશો કરવો. મેં મારૂં સર જમીન પર મેળી મોટા માન સાથની કુનશ બજાવી જેમ મુખતેસરથી બને તેમ મારી ઉપર પડેલી જફાની હકીકત તે સરદારને કહી સંભળાવી અને જે જે મેં કહ્યું તેની સાબેતીમાં બીજું વધારીને કહ્યું કે જે તુરાની સ્વાર ત્યાં ભટકયા કરે છે તેઓને સજા કરવા સારૂં તમો જો તમારા સ્વારોને તેમની પુઠે દોડાવશો તો પાદશાહનો ખાસ સાહેર તથા એક બે બીજા ઇરાનીઓ તેઓના હાથમાં કેદ છે તેઓનો છુટકારો થશે તો તેઓ આવ્યાથી મેં જે હકીકત કહી છે તેની પુરવારી તેઓથી તમુને મળશે. એટલું હું બોલું શું કે એવામાં જે સવારો અસલાંન શુલતાંનની પુઠે ગયા હતા તેઓ ત્યાં આવી લાગ્યા અને તેઓ મોટી ધાસ્તીમાં પડ્યા હોય તેવા દીસતા હતા અને અલીનાં નામનાં અને પાદશાહનાં સરનાં સોગંદ ખાઇ કેહવા લાગ્યા કે આસરે એક હજાર તુરાંની સ્વારોનું એક મોટું લશ્કર આપણી ઉપર ધશી આવવાને મજંલ કાપે છે, માટે શાહજાદાએ તેઓની સાથે લડવાની તૈયારી રાખવી. મેં તેઓને ઘણું પણ સમજાવ્યું કે તેઓ વીશથી વધારે નથી પણ મારી મેહનત ફોકટ ગઇ કોઇપણ મને માને નહીં અને હું જુઠો છું એમ કેહવા લાગ્યા અને મને માન આપ્યાને બદલે તેઓ કેહવા લાગ્યા કે અગર જો તુરાંની લોકો તેઓની ઉપર હોમલો કરશે તો મને તેઓ મારી નાખશે. ત્યાર પછી તે શાહજાદાની સ્વારીએ ત્યાંથી પોતાનો અસબાબ ઉઠાવી લીધો અને ઉતાવલે કદમે કુચ કરી ગયા અને

પોતાના મુદઇ તુરાંની લોકોના લશ્કરને એ તરફ ધુડવા લાગ્યા અને તુરાંની લોકોનું નાંમ સાંભળતાને વાર ઇરાંની લોકો કેટલી દેહસ્ત બતલાવે છે તેના ચીન્હ તેઓ દેખાડવા લાગ્યા. મારો પોતાનો ઘોડો તેઓએ લઇ લીધો અને મને બોજો લાધવાનાં ખચ્ચર ઉપર બેસવાની બેઠક આપી. તે પ્રાંણી ઉપર સ્વાર થઇ મારી ઉપર આવેલી નવી જફા અને મારા માઠાં ભાગ્યની દીશા ઉપર વીચાર કરવા લાગ્યો. મારા ખીસામાં એક કોડી નહીં, મારો કોઇ સાથી નહીં, તેથી મારા હકમાં ભુખમરો ભોગવવો એ સીવાય બીજું કાંઇ દીસ્યુ નહીં. ધર્મ શાસ્ત્રથી હું એટલો વાકેફગાર નહીં કે મારી ઉપર પડતી જફાનો દોષ મારા કીસમત ઉપર મેલી ધીરજ પામું અને મેં મારી જાતી ખુશીથી આ જફા મારાં આંગ ઉપર ખેંચી લીધી તે મારી બેવકુફી ઉપર હું ઝાર ઝાર રડવા લાગ્યો. મારા દેશીઓ ઉપર જે પ્રેમ ભરેલો મારો ભાવ હતો અને તે કાંઇ થોડોબી ન હતો તે મારા દીલમાંથી નીકળી ગયો અને બા પોકારથી તેઓ ઉપર ફીટકાર નાંખવા લાગ્યો. જે લોકો મારી આસપાસ ઉભેલાં હતાં તેઓને મેં કહ્યું કે તમે મુસલમાંનમાં ખપવા માંગો છો પણ કુતરાં કરતાં તમો બેહતર નથી. તમારી સાથે સરખાવતા તુરાંની લોકો મરદે આદમીઓ લાગે છે. આ રીતનું માંરૂ ભાષાણુ સાંભળ્યું જ્યારે તેઓ હશીને મારી ઠેકડી કરવા લાગા ત્યારે તેમના દીલ ઉપર અસર કરવાની એ રીત બદલીને તેઓને કાકલુદી કરવા માડી ધર્મ ઉપરના પ્યાર ખાતર, મારા ફરજંદોને ખાતર, તમો મને કહો કે એક પરદેશી સાથે આવી ચાલ શા સારૂ તમો ચલાવો છો? તમો મારી ઉપર શું કામ આટલી બધી જફા ગુજારો છો? તમો લોકોને મારા દોસ્ત ગણી તમારી પાસઆની હેઠલ હું આવ્યો છું ત્યારે એક સ્ત્રીની પેઠે તમે મને હાંકી કહાડો છો. એટલી બધી કાકલુદી કરતાં એક ગરીબ જઇફ ખચ્ચરનાં સારવાંન સીવાય કોઇએ પણ મને દીલાસો દીધો નહીં. તેનું નામ અલી કટીર કરીને હતું. તેણે પોતાની ચીલમ સલગાવી અને તે મને પીવા આપી તેણે મને કહ્યું કે "રે બેટા સર્વે ચીજ ખોદાના હાથમાં છે." પોતાના ખચ્ચર તરફ આંગલી બતલાવી તે કેહવા લાગ્યો કે "અગર આ ખચ્ચરને ખોદાએ સુફેદ બનાવ્યું તો તેને કાલા રંગનું કરવાની અલી કટીરમાં કાંઇપણ તાકાત છે? એ જાનવરને એક દાહડો અનાજનો ખોરાક મલે છે તો બીજે દીને કાંટા ખાઇને પોતાનો વખત કાહડે છે. કીશમતની સામે આપણે લડી શકશું વારૂં? તેથી હાલ તરત તો આ ચીલમ પીવો અને સંતોષ પકડો અને એવી માઠી હાલત તમારી નથી તેના ખોદાના શુકરાના કરો. હાફેજ કહે છે કે એક પલ પણ તમુને શુખ મળે તો તે તમારો લાભ છે એમ સમજજો. ફલાંની વાતનું પરીનામ ફલાની રીતે ઉપજશે એમ આગમચથી કોણ કહી શકશે?"

તે ખચ્ચરનાં સારવાનનું આ ભાષાણુ સાંભળી મારા જીવને કાંઇ કળ વલી. જેમ તે સારવાન હાફેજથી સારીપેઠે વાકેફ હતો તેમ હું પણ હતો અને તે સાથે તે મારી ઉપર ઘણી માયા બતલાવવા લાગ્યો અને બાકીની મુસાફરીમાં તેણે મને પોતાની સાથે જમાડયો હતો. તેણે મને ખબર આપી કે જે શાહજાદાનાં હાથમાં હું કેદ પકડાયો હતો જેને થોડા દીવશ થયા ખોરાશાનનો હાકેમ મુકરર કરવામાં આવ્યો હતો અને તેના મુલકની રાજ્યધાની જે મશેદ છે ત્યાં તે રવાને થતો હતો.

હંમેશ કરતાં વધારે ખીદમતગારો તથા સ્વારો તેની ખીદમતમાં આવ્યા હતા કારણ કે ઇરાન દેશની ઉત્તર દસાની સરહદ ઉપર તુરાની લોકોનો દોર ઘણો વધેલો હતો તેથી શાહજાદાની સંભાળને માટે એટલા વધારે સ્વારો આપવામાં આવ્યા હતા. તે સાથે તેને શાહે હુકમ આપ્યો હતો કે જો બનેતો તુરાની લોકો સાથે તેને બાથ ભીડવી અને તેનેથી બને

એટલાં આદમીઓને મારી લાવી તેમના દોકાં તેહેરાન શેહરમાં મોકળી દેવાં કે તે પાદશાહી મેહલના દરવાજા આગળ લટકાવવામાં આવે અને તે ખચ્ચરના સારવાને હાજીબાબાને વલી એમ પણ કહ્યુંકે તમુને તમારે મનસે ભાયગવાન સમજવું કે તે શાહજાદાએ તમારૂં ઘર કપાવી તેહરાન રવાને કીધું નથી. તમે હાલ કાલી ચામડીની સુરતના છો તેને બદલે જો ગોરા અને ઝીની આંખના તથા થોડા બાળના હતે તો તમુને જરૂર પોહતા કરવામાં આવતે અને તમારૂં માથું છુંડી નાંખી તુરાનીમાં તમુને ખપાવવામાં આવતે.

તે જંગલના કાંઠા ઉપર એક ભાગેલી વંજારસાળા હતી ત્યાં અમો જ્યારે જઇ પોહતાં ત્યારે મેં ઠરાવ કીધો કે શાહજાદા આગળ જવાની કોસેશ કરવી અને મારા પચાસ ડયુકટ પાછા મેલવવાની યત્ન કરવી, તે સાથે મારો ઘોડો તથા હથીયાર પણ માંગવાનો દાવો કરવો તેથી નીમાજ કરવાની સેજ થોડો વખત આગમચ હું તક જોતો રહયો. જ્યારે શાહજાદા આગળ હું જઇ પોહતો ત્યારે તે વંજારસાળાની અગાસી ઉપર ગાલીચો બીછાવી એક ટકીયા ઉપર અઢેલાઇને બેઠો હતો અને તેના ખીદમતગારો મને મારીને બાહેર કાહડે તેની આગમચ હું કેહવા લાગ્યો કે "અરજી દારમ" યાને મને અરજી કરવીછે. તે ઉપરથી તેણે પોતાની નજદીક મને બોલાવ્યો અને મારી અરજી શું છે તે વિષે મને પુછવા લાગ્યો. તેના ખીદમતગારોએ પેહલાં મને પકડી જે મારી ઉપર હાથ ચાલાકી કીધી તે વિષે ફરીયાદ કીધી તથા મારી પાસેથી પચાસ ડયુકટ લુટી લીધા તે વિષેનો હેવાળ કહી સંભળાવ્યો અને કાકલુદી કરી અરજ કીધી કે મારો ઘોડો તથા હથીયાર મને પાછા આપવા. તે શાહજાદાએ પોતાની આગળ ઉભેલા આદમીઓને પુછયુંકે આ પરદેશીને આપણા લશકર માંહેલા આદમીઓએ લુટયો છે તે ખોલ કરી એને દેખાડી આપો. તે માહેલા બે આદમીઓએ મને લુટયો હતો. તેમને મને દેખાડતાં વાર મેં પીછાન્યા અને શાહજાદાને પણ તેમને દેખાડી આપ્યા. તે વેળાએ તે શાહજાદાએ તેમને પુછયું કે રે કુતરાના ફરજંદો આ આદમીના તમે ચોરેલા પૈસા કયાં મેલ્યા છે?

તેઓએ તેજ વેલા જવાબ દીધો જે અમે એની પાસેથી કાંઇ પણ લીધું નથી.

શાહજાદાએ જવાબ વાળ્યો કે તે તરત આપણુને માલમ પડશે. તેણે એક પોતાના અમલદારને કહ્યું કે ફરાંશીશને બોલાવ અને તેને કહે કે જ્યાંસુધી તેઓ પચાશ ડયુકટ આપે નહીં ત્યાં સુધી એ લોકોના પગના તલ્યાં ઉપર હથોડા મારે.

તેજ વેલા તેઓને પકડયા અને તેમનાં ટાંત્યા ઉપર, અને ઢડ જમીન પર કરી તેમને સારીપેઠે બાંધ્યા અને કેટલાક ફટકા ખાધા પછે તેઓએ કબુલ કીધું જે તે પૈસા તેઓએ લીધા છે. ત્યારબાદ તે પૈસા લાવી હાજર કીધા અને તેજ વેલા શાહજાદાને આપ્યા, તેણે તે બરોબર ગણી પોતાના ટકયા હેઠલ મુકી તે કેદીઓને છોડી દઇ મોટા અવાજથી મને કહ્યું કે તમુને છોડી દીધા છે. હું તો મારૂં મોહડું ખોલલું કરી ઉભો હતો અને ઉમેદ રાખતો હતો કે તે પૈસા મને આપવામાં આવશે પણ તેને બદલે તેનાં ખાનશામાએ મારાં ખભાં પકડી ત્યાંથી બાહેર કાહાડયો. મેં ત્યારે કહ્યું કે મારા પૈસા કયાં છે?

તે શાહજાદાએ કહ્યું કે એ શું બોલે છે? જો ફરીને એ કાંઇ બોલે તો જુત્યા લગાવજો. તેજ વેલા તે ખાનશામાએ પોતાની ઉંચી એડીની લોખંડના ખીડા જડેલી જુતી મારા મોહડા ઉપર મારીને કહ્યું પાદશાહનાં ફરજંદ સાથે આ રીતે તું શું વાત કરશે કે? જા મુગો મુગો જા અને તારી આંખો ખોલ્લી રાખ નહીં તો તારા કાન કાપી નાખવામાં આવશે. એટલું બોલી મને ધક્કા મારી બાહેર કાહાડયો. હું બીલકુલ નાસીપાશ થઇ તે ખચ્ચરનાં સારવાંન પાસે પાછો ગયો અને શાહજાદાએ મારા પચાસ ડયુકટ ચોરી લીધા

વિષેની રીકજીકની વાત તેની આગળ કહી પણ તેથી તેણે પણ કાંઇ અચરતી બતલાવી નહીં અને મને તે કેહવા લાગ્યો કે એથી વધારે આશા તું શું રાખતો હતો વારૂં? ગમે તે હોય તે તો શાહજાદો હતો. જ્યારે પાદશાહ અથવા કાબુ ધરાવનાર શખશનાં હાથમાં એક ચીજ આવે ત્યારે તું શું એમ ધારે છે કે તેઓ કદી પણ તે પાછી આપે? જેમ એક ખચ્ચર મોહડામાં પકડેલું લીલું ઘાસ પાછું કાહડવા દે નહીં તેમ શાહજાદાનાં હાથમાં આવેલા પૈસા કદી તે પાછા જતા મેલે નહીં.!

## પ્રકરણ ૯ મું.

### હાજીબાબા ઉપર ભુખમરો આવી પડયાથી તેણે ભીસ્તીનો ધંધો ધારણ કીધો.

વકી રાખેલા વખતે અમો મશેદ જઇ પોહચ્યા પણ એક પારકા શેહરમાં મારા બેશ કુટુંબીઓથી વેગલો પડેલો અને મારી મદદને માટે એક પ્રાણી પણ મલે નહીં. નહીં મારા અસતોરા મલે કે તેથી પણ કાંઇ દીલાસો મેલવું. એવો એકલો અને વાયજેહાન હું થઇ પડયો. જ્યારે હું મારી હાલની પુંજી તપાસવા પડયો ત્યારે મને માલમ પડયું કે મારી પાસે માત્ર પાંચ તુમાન છે જે તે વંજારસરામાંથી ચોરેલી થેલીમાથી કાહાડી લેઇ મારી ટોપીના અસ્તરમાં શીવી રાખ્યા હતા તે તથા ભગવા રંગનો ઉનનો એક ડગલો, ગેટાના ચામડાંનું કુરતું એક ખમીશ, એક લેંગો, અને એક ભારી જુતીની જોડ હતી. જ્યાં સુધી શાહાજાદાના રસાળામાથી તે ઉંટના સારવાનને દરરોજના ખોરાકનો તેને લવાજમ મલતો હતો ત્યાં સુધી તે આદમીએ મને પોતાની સાથે જમાડયો પણ હવે તેને તથા તેના ખચ્ચરોને રૂખસત આપેલી તેથી તે પોતાનો ખોરાક શોધવાની ચીંતામાં પડયો ત્યાં મારૂં પેટ તે ભરે એવી વકી મેં રાખીજ નહીં. મેં મારો અસલી હજામનો ધંધો પકડવાનો વીચાર કીધો પણ જે આદમીને એક તુરાની ભેદુ કરીને લોકો ગણે તેવા સક્ષને પોતાનુ માથું કેમ ધારે? જોકે અસ્તરો ખરીદ થઇ શકે એટલા મારી પાસે પૈસાતો હતા પણ હજામત કરવાની દુકાન કાહડવા જોગ ન હતા અને મેં ઠરાવ રાખ્યો હતો કે ફેરીયો હજામ તો થવુંજ નહીં.

મારો મીત્ર તે પેલો ખચ્ચરનો સારવાન જે મસેદ શેહેરની રીતભાતથી વાકેફ હતો તેણે મને ભીસ્તીનો ધધો ચલાવવાની મજબુત સીફારસ કીધી. તેણે મને કહ્યુંકે "તમો જવાન અને મજબુત છો, તમારો અવાજ પણ સારોછે તથા તમારા મધુર હલકે કરી પાણી પીનારાઓને આસાનીથી બોલાવી શકસો. તે ઉપરાંત ઠઠા મશ્કરી કરવાની કળા તમે સારીપેઠે જાણોછો. જુદીજુદી તરેહની દહાડી રાખનારા લોકોની મકશરી કરતાં જાણોછો તેથી તે કળા પણ વખત વેળાએ અમલમાં લાવજો. દર વરસે ઇમામની દરગાહ આગળ નીમાજ કરવા સારૂ સેંકડો હાજીઓ હજ કરવા સારૂ અત્રે આવેછે અને ખેરાત કરી પોતાના આત્માને સ્વર્ગ પોહચાડવાની મુખ્ય રીત વાપરેછે અને તેઓને જે લોકો સ્વર્ગમાં પોહચાડવાની ને પોતાની તરફથી આશીરવાદ દેછે તેઓની તરફ વધારે ખેરાત થાયછે. દરેક પાણીનું પ્યાલુ તમોએ આપણા પીર ઇમામ હુશેનને નામે આપવું અથવા વેચવું અને હંમેશ તે મુફ્ત આપવું પણ પ્યાલામાં પાંણી રેડો તેની આગમચ પૈસા હાથમાં લઇ કામ કરજો અને તરસ્યો આદમી તે પાંણી પીવા માંડે કે તેજ વેલા દુવા દેજો આ પાંણીની બરકતથી તમારો આત્મા બેહસ્તમાં તાજગી પાંમે. પાક ઇમાંમ હુશેન તમોને પોતાની પાશબાનીમાં રાખે; નેક હુસેનને જેવી તરસ લાગી હતી તેવી તમુને કદી પણ ન લાગે; એવા અને એજ

પ્રકારનાં ભાષણો તમારે કરવાં અને જ્યારે ભાષણ કરો ત્યારે મોટા આવાજથી કરજો કે દરેક રાહદારીનું ચીત તમારી તરફ ખેંચાય. ટુકમાં તમને હું કહું છું કે સેહકડો મૈલની વેગલાઇ ઉપર જે પુંજારા હજ કરવા આવે તેઓને તમે જેબી કેહશો તે તેઓ માંનશે. હું પોતે મસેદમાં ભીસ્તીનો ધંધો ચલાવતો હતો તેથી એ ધંધાથી હું વાકેફ છું. એથી કરીને હારબંધ ખચ્ચરો ખરીદ કરવાને હું શકતીવાંન થયો છું અને જે હાલતમાં તમે મને જોવો છો તે દરજ્જે હું પોહચ્યો છું."

જેમ મારા મીત્રે મને ભલામણ કીધી તે પ્રમાણે હું ચાલ્યો. મારી પાસેના પૈસામાંથી તાબરતોબ એક ચાંમડાની મશક ખરીદ કીધી અને તેમાં પીતળનો કાક મેલ્યો. તે મારી પીઠ ઉપર ઓરવી તેની સાથે એક ચલચલતું પ્યાલું પાંણી પીવા સારૂં રાખ્યું. મશકના ચામડાંનો વાશ તોડવા સારૂં કેટલો એક વખત શુધી તે ભરી રેહવા દીધી. તે સાફ થયા પછી તેમાં તાજું પાણી ભરી ઇમામની દરઘાહ આગળ ગયો અને ત્યાં મારો નવો ધંધો ચલાવવા માંડયો. પેહલાં તો મોટા આવાજથી પોકારતો કે "પાણી કોઇ સાહેબને પાંણી! બાવાજીને ઇમાંમ સાહેબનાં નાંમથી પાંણી.!! કોઇ ધર્મી દાતારને પાંણી!!!" આ પ્રકારનો ધડો બે દીવસ સુધી તે ખચ્ચરવાલાએ મને શીખવ્યો હતો. મને બાહેર પડતાં વાર બીજા ભીસ્તીઓ મારી અદેખાઇ કરવા લાગ્યા અને મને પુછવા લાગ્યા કે ભીસ્તીનો ધંધો ચલાવવાની મારી સતા શું? જ્યારે પણઘટ ઉપર હું પાંણી ભરવા જતો ત્યારે તેઓ મારી સાથે ટંટો અને ફીસાદ કરતા અને એકે તો મને તેમાં નાંખી દેવાની યત્ન કીધી પણ હું જાતે જવાન ને ગબરૂં અને તે સાથે તેવોજ મસ્તાંન તેથી પેસેપેસ તેઓને હું પોંહચી વલ્યો ત્યારે તેઓએ મને ગાળો દેવા માંડી અને તેમાં પણ મેં તેઓને ફાવવા દીધા નહીં. જો ખરૂં કહું તો કુદરતે મને ભીસ્તીજ ઘડેલો હતો. પણઘટ ઉપરથી વપરાયલું તથા ગંધાતું પાણી લાવી તેની એટલીતો તારીફ કરતો કે તે પાણી અલીએ પોતે બનાવેલા નીરમળ નાળાંમાંથી હું લાવ્યો છું કે જે બેહસ્તમાંથી વેહતો પાણીથી બનેલા તળાવ થયલો તે તળાવના પાણીનું નાળું ઉપ્તન થયલું. મને મુદળ સમજ નથી પડતી કે તે પાણી આ હાજીઓને કેમ પસંદ પડયું હશે અને મુફત બોલીને આપતાં પણ તે પાણીથી મેં સેંકડો તુમાન મેલવ્યાં. નવા હાજીઓના ટોલાં કેવારે આવે તેની હું ખુબ ચોકાસી રાખતો હતો અને એવામાં કોઇ આવી પોહચતો તો તેની તરફ દોડી જતો અને તે પોતાની મુસાફરીથી તમામ ધુલથી ભરાયલા ઘોડો અથવા ખચ્ચર ઉપરથી હેઠલ ઉતરે નહીં એટલામાં રસુલને નામે મારી મશકમાંથી પાણી કાહડી આપતો અને તેને યાદ આપતો હતો કે આ ઇમામ સાહેબની દરઘાહને પુંજવાનું તેઓનું પેહલુંજ કામ હતું તેથી તે સલામત મસેદમાં આવી લાગ્યો તેનાં આભારમાં મને સારીપેઠે નવાજેશ કરવી. એ મારી અકળ ભરેલી અરજ કદી પણ વેર્થ જતી ન હતી.

ઇમામ હુસેનના મરણની વારસીક ક્રીયા જે ઇરાન દેશમાં દર વરસે કરવામાં આવે છે તે દીંગામ નજદીક આવી પોહચ્યો અને કતલની રાતનો છેલ્લો દીવસ એ ક્રીયામાં ઘણોજ અગત્યનો ભાગ થઇ પડેછે અને હું તરતનો ભીશતી હોવાથી તેનો વેસ બરોબર કાહડવા સારૂં કેટલાક દીવસ સુધી મેં ચોકસ ભાગની તાળીમ લઇ તૈયારી કરી રાખી હતી. આ દલગીરી ભરી ક્રીયાઓ પાદશાહની હજુરમાં શેહર માહેલા એક બુલંદ ચોકમાં કરી બતળાવતા હતા. મારી તરફનો ભીસ્તીનો ભાગ જોકે સેહલો હતો તોપણ તેમાં મારૂં સઘળું બળ વાપરવાનો જોગ હતો. ત્યાં મેં મારી પીઠ ઉપર આથી ચાર ઘણી મોટી મશક પાણીથી ભરી જ્યાં પાણી માંગે

ત્યાં તેજ વેળા આપવાની મારી ફરજ હતી. આ કામમાં મારો એક હરીફ હતો જેણે એજ કામ છેલ્લી કતલની રાતનાં બજાવ્યું હતું પણ તેનાં કરતાં દશ ઘણું પાણી સર્વે તમાશગીરોને પોહચાડવાનું બીડું મેં ઝડપયું હતું તેથી આ વર્ષે તેનો હક લાગુ પડે તેમ બનવું મુશકેલ હતું. તોપણ મને મારી હુસ્યારીમાં રેહવાની સલાહ મલી હતી કારણ કે તે સક્ષ ઘણો અદેખો આદમી હતો અને જો તેનેથી બની શકે તો મને કાંઇ પણ ઇજા દેવાને તે આંચકો ખાનાર નથી. કતલની રાતનો હીંગામ આવી પોહચ્યો તે દીવશે શાહજાદો પોતાના મેહલના દરવાજાના માથાં ઉપર બાધેલા હાલમાં બેઠો અને આ ગંભીર ક્રીયા જોવા સારૂ લોકોની ભારી ઠઠ મલી હતી. એવામાં ત્યાં જે મોટો ખોલ્લો ચોક હતો ત્યાં માત્ર મારાં દીલમાં ચોલ્લું રાખી હું આવી ઉભો મારા શરીરમાંથી લોહીની ધારો ફુટતી હતી અને મારી પીઠ ઉપર લાધેલી પાણીથી ભરેલી બુલંદ મશક સમેત ધીમે ધીમે ચાલીને જે બારી આગળથી શાહજાદો બેઠેલો હતો ત્યાં જઇ પોહતો અને તે શાહજાદાને ખોદા સદાકાળ સુખી અને હૈયાત રાખે એમ બાપોકારથી દુવા દેવા લાગ્યો. શાહજાદાએ તેજ વેલા મારી આગળ એક સુનાનો સીક્કો ફેંકયો અને મેં જે ભીસ્તીનો સોંગ કરી બતલાવ્યો તેથી તે જનાબને મોટી ખુશાલી લાગી તે તેણે જાહેર કીધી. આ બનાવથી મને ભારી હરખ ઉપજ્યો તેથી તે હરખમા કેટલાક જવાન છોકરાઓ જેઓ ત્યાં ઉભા હતા તેમને મેં બોલાવ્યા અને મેં તેમને મારા શરીર ઉપર લાધેલી મશક ઉપર ચહડી બેસવા કહ્યું અને તેમ તેઓએ કીધું. એ દેખાવથી લોકોને ભારી રમુજ મલી તેથી મારી તારીફ કરી મને વધારે હીંમત આપવા લાગ્યા. મેં એક બીજા ગભરૂને બોલાવ્યો તેવામાં મારો હરીફ જે તેવીજ તક સોધતો હતો તે ઝડપમાં દોડી આવી તે છોકરાઓ સાથે મારા શરીર પરની મશક ઉપર ઉભો એવી ઉમેદથી કે મને તેના ભારથી કચડી નાખે પણ મારામાં જેટલું જોર અને કઉવત હતું તે એકઠું કરી તે મારો બોજો તથા તેની ઉપર ચહડી બેઠેલા છોકરાઓનો ભાર આસાનીથી ખમી ચાલ્યા કાધો અને તેથી તમામ લોકોમાં મારી ભારી વાખવાખી થઇ. પણ તે વાખવાખી મને ઘણીજ ભારી પડી. ઉલટમાં અને ઉલટમાં તે બોજા સમેત હું ચાલ્યો તો ખરો પણ તે બોજાથી મારી કમર એટલીતો લચકાઇ કે તેના દુઃખથી ભીસ્તીનો ધંધો મને એકદમ તજવો પડયો. મારી મશક તથા તેને લગતો સર્વે અશબાબ મેં વેચી નાંખ્યો, અને મશેદ શેહરમાં દાખલ થતાં જે લાચારી હાલતમાં આવી દલીદ્રપણું ભોગવતો હતો તેને બદલે હું પૈસાદાર થયો. આ મારી ખુશબખતીમાં સામેલ થવા મારો મીત્ર ખચ્ચરનો સારવાંન મસેદમાં હાજર હતો નહીં કારણ કે તે કતલનાં હીગાંમની કેટલાક દીવસ આગમચ મશેદ છોડી એક વંજારની સાથે તે તેહરાન ગયલો હતો. મને થયલી ઇજાને માટે કાજી પાસે ઇનસાફ માંગવાનો મારો વીચાર થયો પણ મને ખાતરી સાથે જણાવ્યામાં આવ્યું કે મહમદી શરેહમાં લચક માટેની સજા લખી જણાવી ન હતી. તેમાં માત્ર આંખને બદલે આંખની સજા અને દાંતને બદલે દાંતની સજા લખી છે પણ લચકને બદલે લચકની સજા મુદલ ફરમાંવી નથી. તોપણ મારો કોઇ કાબુવાલો સ્નેહી હતે અને તે જો મારી તરફથી લડતે તો વખતે ફાવતે પણ પારકા દેશમાં એક ગરીબ હજામનાં છોકરાનો સ્નેહી કોણ થાય? અને વલી અગરજો નાદાની કરી મારે પૈસે લડવા જતે તો પાંચ પૈસા જે મેં એકઠા કીધા હતા તે નકામા ગુમાવી આવતે.

---

# પ્રકરણ ૧૦ મું.

## હાજીબાબા તંબાકુ વેચનાર ફેરીયો થાય છે.

હાજીબાબા પોતાના મન સાથે બોલવા લાગ્યો કે ભીસતીનો ધંધો મેલી દીધા પછી મારૂં ગુજરાંન મેલવવા માટે મારે બીજો ધંધો કયો પકડવો તે વિષે મારા મન સાથે હું વાદવીવાદ કરવા લાગ્યો. જીંદગીના દરમ્યાંનમાં ભાંત ભાંતના ધંધા મારી આગળ મોજુદ હતા. મસેદ શેહેરમાં ભીક્ષા માંગવાનો ધંધો ઘણો લાભકારક હતો અને ભીસ્તીનો ધંધો જે મારા લાભમાં ઉતર્યો તે ઉપરથી મેં વીચાર બાંધ્યો કે ગારોડીનો ધંધો હું ચલાઉં તો તેમાં ફતેહમંદ ઉતરીશ તેની સાથે મને એક રીંછ પણ રાખવું પડશે પણ રીંછને પાલી શીખવવો અને તેને કઇ રીતની કેળવણી આપવી તે મારે પેહલાં જાણવું જોઈએ તેથી તે ધંધો પકડવાનો ખ્યાળ મેં છોડી દીધો. તે ઉપરાંત હું મારો આગળો હજામનો ધંધો ચળાવતે અને દુકાન માંડતે પણ અંતે મારા મગજની વલણે જે ધંધો મને બતળાવ્યો તે મેં પકડયો અને હું પોતે તંબાકુ પીવાનો મોટો શોખ રાખતો હતો તેથી તંબાકુ વેચનાર ફેરીયાનો ધંધો મેં ધરયો. તેથી મેં જુદા જુદા કદની પાઇપો ખરીદ કીધી અને લાકડાંનો ખુમચો પાઈપના મોહડાં મુકવા સારૂં ખરીદ કરી મારી કમરમાં બાંધ્યો તથા લોહડાનું ચુળદાન મેં મારા હાથમાં પકડી રાખ્યું તથા લોહડાના ચીમટા, પાણી ભરવા એક ત્રાંબાનો કુંજો જે એક હુકમાં મારી પીઠ પાછળ લટકાવ્યો હતો અને તંબાકુ મેલવાની લાંબી કોઠલીઓ લીધી. એ સઘળી ચીજોને મારાં શરીર ઉપર લાધી તૈયાર થયો ત્યારે જેમ શીસોલ્યું પ્રાણી તેના પીછાં ઉભાંને ઉભાં રાખેછે તેવો એક પ્રાણી હું દીસવા લાગ્યો. તંબાકુ મેં તરેહવાર અને ભાંત ભાંતનો રાખ્યો તેમાં અગત્ય કરી તાબાસ, સીરાજ, સીશા, તથા દમાસકશ શેહેરોનો તંબાકુ મેં રાખ્યો. આટલુંતો ચોકશ છે કે મેં સર્વે ખરીદદારોને ચોખ્ખો તંબાકુ વેચવાનો કાયદો ન રાખ્યો હતો, કારણ કે થોડા ચોખ્ખા તંબાકુની સાથે હળકી જાતનો તંબાકુ ભેલી મેં મારી પાસે એક મોટો જથ્થો તૈયાર કરી રાખ્યો અને તેમાં જુદી જુદી જાતનુ ગોબર ભેલ્યું હતું. તંબાકુ સારો નરશો ચોખ્ખો કે ભેળેલો જે લોકો પારખી શકે તેઓને પીછાણી લેવાની હું ઘણી સારી શક્તી ધરાવતો હતો. તેવા ખરા શોખીનને હું શોજ્જો માલ આપતો હતો. ખરેખરૂં પુછાવો તો મારા લાભનો સઘળો આધાર ખરીદદારોની મારો માળ પીછાણવાની શક્તી ઉપર રેહતો હતો. વચલેવાધેના લોકોને અરધા ચોખ્ખા તંબાકુની સાથે બીજી હલકી પદાર્થો ભેલી આપતો હતો. હલકી જાતના લોકોને પા ભાગ ચોખ્ખો આપતો હતો અને કચરા સરખાં લોકોને તંબાકુને બદલે કચરો વેચતો હતો અને હરેક સક્ષ જો મારો માલ નાપશંદ કરી મોહડું વાંકુ કરેતો મારો માલ ઘણોજ સરસ છે એવી તેની ખાતરી કરવા સારૂ નમુના તરીકે રાખેલો માલ કાહડી બતલાઉ એટલુંજ નહીં પણ ક્યા બાગમાં, કઈ જગોએ, કયા માલીએ ઉગારી તે તૈયાર કીધો તે ઇધાંનીબંધ તે નાપસંદ કરનાર સક્ષને કહી આપતો હતો.

મસેદ શેહેરમાં મારા માલની ઘણીજ તારીફ થવા લાગી. મારા માલની કદર બુજનાર એક દરવીશ હતો. તેને કોઇ કાલે પણ ઠગી નરશો માલ ન આપતો. જ્યારે પણ તંબાકુ આપતો ત્યારે મારી પાસે જે સરસમાં સરસ હોય તેજ તેને આપતો હતો. જોકે તેનેથી મને કાંઈપણ લાભ મળતો હતો નહીં કેમકે તે મારા માલની ખરીદીના પૈસા ઘણા લાંબા વખતે કાહડી આપતો હતો તોપણ તેની ભલામણથી મારી ઘરાકી દર રોજ વધતી હતી તથા તે ઘણીએક બાબતનો અનુભવ ધરાવતો હતો તેથી તેની વાતચીત સાંભળી હું ઘણોજ ખુશી થતો હતો તેથી તેની દોસ્તીનો હું સદા ભુખ્યો રેહતો. તેનું નામ દરવીશ-શફર કરીને હતું.

તે સક્ષ કાંઇ ઓર તરેહની શીકળનો હતો. તેનુ નાખ મોટું અને તિક્ષણુ અણીનું હતું, આંખો કાલી અંદર પેવસ થતી હતી, તેની દહાડી ભરેલી અને માંથાના કાળા બાલ છેક ખભાં ઉપર આવી પડેલા એવા હતા. તેની પરારોકી ટોપી ઉપર કુરાનમાંથી વીણી કાહડેલા વાક્ય શોનેરી કસબથી ગુંઠી લીધેલા હતા, તેની પીઠપર હરણનું લાલ ચામડું લટકાવેલું, તેના હાથમાં તીખ્ખાં લોખંડનો બનાવેલો લાંબો સોટો હતો તથા બીજા હાથમાં ત્રણ સાંકળથી બાંધેલો વાટકો જે જ્યારે તેને ભીક્ષા માંગવી પડે ત્યારે આગળ ધરતો હતો. તેના કમરબંદમાં મોટા અકીકના મોરીયાં જડેલાં તેમાં લાકડાના બનાવેલા મોટા દાનાની લટો લટકતી હતી અને જ્યારે તે ડોલતો ડોલતો રસ્તામાં તથા બજારોમાં ચાળતો જતો ત્યારે તેના બેદરકાર તથા ભયંકર દેખાવથી સર્વે તમાસગીરોના દીલમાં ભય ઉપ્તંન કરતો હતો. મને જણાવ્યામાં આવ્યું હતું કે જ્યારે તેણે દરવીશનો વેશ ધારણ કીધો ત્યારે તેણે એવી રીતના ધોંગ માડયા હતા કારણ કે જ્યારે મારી હજુરમાં કોઈ હોય અને દૈવજોગે તેને તંબાકુ પીવો પડે તો તે વેલા તે ઘણોજ ગંભીરાઈ ભરેલો દમામ બતલાવતો. પેહલાં તો અમો વચ્ચે ઓલખાંન થઇ અને તે ઓલખાંન પીછાણ કરતાં દોસ્તી થઇ. અંતે તેણે મને કેટલાક દરવીશો સાથે ઓળખાન કરાવી જેઓ તેનાજ સરખો ધંધો અને મનની વલણ રાખતા હતા જેઓની સાથેજ તે વસ્તો હતો અને તેઓ જે મીજલશ બનાવતા ત્યાં હાજર થવાને તેઓ મને નોતરૂં દેતા હતા. આ સબબને લીધે તંબાકુ વેચવાનો ધંધો આગળ ચલાવવાને મારૂં દીલ થયું નહીં કેમકે મારા સંઘળાં બીજા ઘરાકો કરતાં મારો સારો તંબાકુ તેઓ વધારે ખપાવા લાગ્યા અને તેથી મારો લાભ ઘટવા લાગ્યો એમ છતાં પણ તેઓની સંગત મને એટલીતો પસંદ હતી કે તે સંગતને માટે મારા લાભ અને સ્વાર્થની મેં દરકાર કીધી નહીં.

એક રાતના જ્યારે હું તથા તે દરવીશ ગુરાકાની કેફમાં ચકચુર થયલા હતા તે વેળા તે દરવીશે કહ્યુંકે રે હાજીબાબા તમારામાં કેટલાક એટલાતો મોતેબર ગુણો મને માલમ પડેછે કે તમારો આખ્ખો ભવ તંબાકુ વેચીયામાં ગુજારો એ મને બીલકુલ પસંદ નથી. અમારી પેઠે તમે પણ એક દરવીશ કાંય નહીં થતા? અમે આદમીઓની દાહડાને કચરા સરખી સસતી ગણીએ છીએ અને જોકે અમારી જીંદગી જોગવવાની રીત ઘણીજ અચોકસ છે તોપણ ઐયાસીપણું તથા તરેહવારપણું એ રીતની જીંદગીમાં અતીઘણું ભોગવ્યે છીએ. ઇનસાન જાતનો શેકાર કરવો અમો હકવાજબી માણીએ છીએ. તેઓની નબલાઇ અને ભોલાઈ ઉપર અમારૂં ગુજરાન કરીએ છીએ અને જે જે ગુણો હું તમારામાં જોઉં છું તે ઉપરથી હું નીર્ભયપણેથી કહું છું કે તમો જો દરવીશ થાઓ તો અમારા પંથને શોભા આપ્યા વગર રેહશો નહીં અને થોડી મુદતમાં જગત પ્રસીધ શેખસાદી સરખા તમે પણ પંકાયલા થઇ પડશો. બીજા બે દરવીશો જે તે વેલા હાજર હતા તેઓએ આ ભાષાણુની બહુ તારીફ કીધી અને મને તેમનો ધંધો પકડવાને ઘણાજ બજીત થઇ કહેવા લાગા. હું પણ તે ધંધામાં જવાને રાજી હતો પણ તે નવા પંથમાં સામેલ થવા લાયક મારામાં ગુણો હતા નહીં એમ બાહણું મેં કાહડયું. મેં કહ્યું કે મારા સરખો એક અનાડી અને અપટ દરવીશને લાયકનો સઘળો એલમ એકદમ કેમ હાંસલ કરી શકે? આટલું તો ખરૂં છે કે મને લખતાં વાંચતાં આવડેછે, મેં કુરાન સઘળું વાંચ્યું છે અને હાફેઝ તથા સાદીના લખાનો સર્વે મારે મોહડેછે તે ઉપરાંત ફીરદોસીનું શાહનામું મેં ઘણું ખરૂં વાંચ્યું છે પણ તે સીવાય હું બીજી બધી બાબતોથી અજ્ઞાન છું. તે દરવીશ શફરે કહ્યુંકે રે મારા દોસ્ત દરવીશો તથા ઇનસાનના ખવાશથી તમે પુરતી રીતે વાકેફ નથી. દરવીશ થવાને ઘણા એલમની જરૂર નથી. માત્ર પોતાનામાં ખાતરદારી જોઇએ, દરવીશને આ ગુણની પેહલી જરૂરયાત છે. તમે કહેલી

વીદયાનો એક પંચમાઉસ ભાગની વીદયા જે સક્ષ જાણતો હોય અને તેની સાથે તે સક્ષ જો થોડીઘણી સોખાઇ રાખતો હોય તો હું ખાતરીથી કહું છું કે તે સક્ષ લોકોના ખીસા ખાલી કરાવી શકે એટલુંજ નહીં પણ તે જે કેહે તે મોટા માનથી સાંભળે. સોખાઇથી હું પેગામબર થયો, શોખાઇ કરી મેં મોજેજા કરી બતલાવ્યા, ખંડાઇથી મરતાને જીવતા અને તંદોરસ્ત કીધા, ટુકમાં કહું છું કે શોખાઇ કરીને હું ઐયાસીપણું ભોગવું છું. જે લોકો દરવીશોને સારી પેઠે પીછાણતા નથી તેઓ મને જોઈને ડરેછે તથા મને માન આપેછે. જો હું મેહનત લેવા માગતો હોઉ અને મોટા જોખમમાં પડવા ચાહતો હોઉં તો હજુર માહમદ સરખો નામીચો પેગામબર હું થઇ શકું. જો કદાચ એકવાર મારી મીજલસના લોકોનો ઇતબાર મારૂ ભાષાણ સાંભળવા સારૂં મેળવી શકું તો પછી મારા હાથની ચાલાકીથી હજરત માહમદની પેઠે ચંદ્રના બે કટકા થયલા હું બતલાવી શકું. અને ખંડાઇ પકડીને કામ કીધું હોય અને એ ગુણ જો બરોબર રીતે વાપરયો હોય તો એથી વધારે મોતેબર કામો બજાવી શકાય છે.

જ્યારે દરવીશ શફ્રે પોતાની વાત સમાપ્ત કીધી ત્યારે તેના સાથીઓએ તેની ઘણીજ તારીફ કીધી અને તેઓએ જે તરેહ તરેહવારના પ્રાક્રમ પોતે કીધેલાં હતાં તેની વાખવાખી પોતેજ ગાવા બેઠા ત્યારે એ અચરત સરખા આદમીઓ વિષે મને કાંઈ વધારે જાંણુવાની તલપ થઇ. અમારી આવતી મીજલશમાં તેઓની જીંદગીનું વર્ણન કરવા તેઓએ કબુલ કીધું અને ભેલભાલ કીધેલા તંબાકું વેચવાનો લુચ્ચાઇ ભરેલો ધંધો ચલાવ્યા કરતાં જીંદગી જોગવવાની જે રીતથી વધારે મરતબો મળે તથા વધારે મોજમજાહથી પોષણ થાય તેવી જીંદગીની રીત ઉપર મારૂં ધ્યાન પોહચાડવાની મજબુત ભલામણ કીધી.

---

## પ્રકરણ ૧૧ મું.

### દરવીશ સફ્રર તથા તેના બે શોબતીઓની હેકાયત.

જ્યારે અમો ફ્રીથી એકઠા મળ્યા ત્યારે અમો અમારા પ્રત્યેકના હાથમાં ચીલમની દાંડી પકડી એક ઓરડામાં તેની દીવાલે પીઠ કરી બેઠા. તે ઓરડાની બારી ઉઘાડી જોઇએ તો હેઠળ એક નાંઘલો ચોક હતો, જ્યાં ફુલોના ઝાડ ગોઠવેલા હતાં. ત્યાં અમારી મીજલશના મુકરર કીધેલા પ્રમુખ દાખલ દરવીશ સફ્રે પોતાની વાર્તા નીચે મુજબ શરૂ કીધી:

સીરાજ શેહરના શાહજાદાની દરબારને લગતા વડા લવ્વાનો હું બેટો છું. એક નામીચી કસબન જેતું નામ તૌશ અથવા મોર કરીને હતું તેને પેટે હું જન્મ પામ્યો હતો. જે છોકરાના માબાપ એવી હલકી કીસમ ધરાવતા હોય તે છોકરાને કેળવણી કેવી મળવી જોઇએ તે તમોજ સાહેબો વીચારી લેવો. મારા બાપના શોબતીઓ, તેણે વાંદર તથા રીંછ પાલેલા હતા, તે મારા પણ મુખ્ય શોબતીઓ હતા અને મજાક મશકરી કરવાની શક્તી કે જે મને મારા ભવમાં ઘણીજ ઉપ્યોગી થઇ પડી છે તે શક્તી તે જાનવરો જે ભાતભાતના તરકટ અને ફેલ કરવા શીખતાં તે વેળા ઉપરથી મેં હાંસલ કીધેલી જાણવી. પંદર વરસની વયમાં હું બધા ફેલમાં પુર્વીન થયો. આતશ ગળી જવા, પાણીની મોહડે પચુકરી મારવા તથા હાથની તરેહવાર ચબરાકી બતલાવવા શીખ્યો અને શાહજાદાની ઉંઠની ટોપના પલટનના સપેશાલારની દીકરી મારી ઉપર આશક પડી તેથી એ સઘળી હીકમતનો ફાયદો મને તજવો પડયો. જે વેળા યાને નોરોજને દીને હું તંગ દોરડા ઉપર નાંચીને દરબારને ગમત આપતો હતો તે વેળા એ બનાવ બન્યો હતો. તે જંગી સરદારના હાથ તળે ઉંઠના સારવાનનો એક છોકરો નોકરી કરતો હતો. તેની બેહનની આગળ તે સરદારની છોકરીએ વાત કીધી હતી

કે તે ગારોડી ઉપર તે આશક પડી હતી. તે છોકરા સાથે મને દોસ્તી હતી અને તે વાત તેને મારી આગળ કરી. તેજ વેળા હું એક મીરઝાં જે બજારના ખુનામાં એક જુફ્ડામાં રહેતો હતો તેની પાસે ગયો મેં તેને કહ્યું કે મારે માટે મારી માશુક ઉપર પ્રેમપત્ર લખી કાહડવો. તે પત્ર તેણે લાલ સાહીથી સુંદર હરફે ચોતરફથી લખી કાહડયો તેમાં તમામ વાક્ય કોરાનમાંથી વીણી કાહડેલા અને સરૂઆતથી મારી માશુકને જણાવ્યું કે તેના એશકમાં હું એટલો તો ગીરફતાર બન્યોછું કે લગભગ મરવા તોલ થયો છું. અને તેની આંખના આતસથી મારૂં મરણ થવાની તૈયારી છે કારણ કે મારૂં દીલ તેની ગરમીથી ભુંજાઇને કવાબ સરખું થયું છે. પ્રારંભમાં આ રીતે લખ્યા છતાં સેવટે લખ્યું હતું કે કોઇ પણ દીવસે મેં તેણીના રોશન દીદાર દીઠા નથી. તેથી હું ઉમેદ રાખું છું કે મારી મુલાકાત લેવાની કાંઇ તદબીર કરે. આવો દીલપસંદ પત્ર નવસીંદાએ ઘડી કાહડયાથી મને એટલી તો ખુશાળી ઉપ્તન્ન થઇ કે તેની લેહરમાં મેં મારી માશુકનું નામ તેની આગળ કહી દીધું. તે નામ સાંભળતાંને વાર તે મીરઝાં મારી માશુકના બાપ પાસે ગયો અને મારા તથા તેની દીકરીના દીલના ભેદની વાત મેં જે તેની આગળ કહી હતી તે સરદાર આગળ આબેહુબ કહી કે તે તેને કાંઇ કામની બક્ષેશ કરે. એક ગારોદીનો છોકરો પાદશાહી ફોજના એક સરદારની દીકરી ઉપર ખોટી મીઠી નજર દોડાવે તે ગુનાહ કાંઇ માફ કરવામાં આવે નહીં. તે સરદારને પાદશાહની દરબારમાં મોટો વગ હતો તેથી મને સીરાજમાંથી તુરત કાહડી મેલવાનો તેણે હુકમ મેલવ્યો. મારા બાપની મરજી ન હતી કે તે મારે ખાતર પાદશાહનો કોફ પોતાના સીર ઉપર ખેંચી લે અને મારી વધતી કીર્તીની ધાસ્તી રાખી કે હું તેના ધંધામાં જલદીથી તેનો હરીફ થઇ પડીશ તેથી મને ઘરમાં રાખ્યાને બદલે મને હાંકી કાહડવાની ઓર સીતાબી કરવા લાગ્યો. જે દીવસે હું સીરાજ શેહેર છોડી બાહેર જવાની તૈયારીમાં હતો અને મારા વાહલા મીત્ર વાંદરા, રીંછ અને બીજા પ્રાંણીઓ જે ખેલોમાં મને મદદ આપતા હતા તેમને છેલી સલામ કરવા ગયો તે વેલા મને મારા બાપે કહ્યુંકે "રે મારા દીકરા સફર મને તારેથી જુદું પડતાં ઘણી દીલગીરી લાગેછે પણ તમુને જે કેળવણી મલીછે તથા મારી તથા આ મારા જાનવરોની સોબતનો તમે જે અચરત સરખો ફાયદો મેલવ્યો છે તેથી મારી ખાતરીછે કે જીંદગી દરમ્યાન તમે ફતેહમંદી સાથે પાર ઉતરશો. તમે જલદીથી દ્રવ્યવાન થાવો એટલાસારૂં મારી તરફથી એક ચીજની હું તમુને બક્ષીશ કરૂં છું. મારી પાસે જે મોટો વાંદર છે અને જે તેની જાતના પ્રાંણીઓ સર્વે પ્રકારની રમતથી વાકેફગાર થયલો છે તેને તમારાં પોતાના લાભને ખાતર તમારો દોસ્ત કરી રાખજો અને મારે ખાતર તેને ચાહતા રેહજો અને હું ઉમેદ રાખું છું કે જેમ તમારા બાપને સરફરાજી મલીછે તેમ વખત જતાં તમે પણ સરફરાજ થશો" એટલું બોલીને તે વાંદરને મારી ખાંધ ઉપર બેસાડયો અને એ રીતની સંગત મેળવી મારાં બાપનાં ઘરમાંથી હું બાહેર પડયો.

ઘણાજ અફસોસ ભરેલાં દીલ સાથે મેં ઇસફાંન તરફ જવાનો રસ્તો ધરયો કારણકે મારી હાલતનો આ નવો ફેરફાર થયાથી આગળ ચાલતાં મારી જીંદગી શુખમાં જશે કે નહીં તે વિષે હું અંદેશામાં પડયો પણ મારા આગલા શોબતીઓને મેળી જવું તથા જે જે જગ્યા મને બચગીથી વાહલી થઇ પડી હતી પણ સર્વે કરતાં તે વાહલી જવાન અબળા જેને મારા મનમાં શીરીન સરખી પ્રીતભરેલી ગોખી રાખી હતી તેને તજીને જવું એ બનાવો મારે મનશે એટલાતો દુઃખદાયક થઇ પડ્યા હતા કે જ્યાં સુધી અલ્લા અકબરને નામના ઠાણુક આગળ જઇ પોહતો ત્યાં શુધી નીરાશપણાથી મારૂં મગજ ઘુમ્યા કરતું હતું. એ લત્તા આગળ એક દરવીશની ઝુંપડી હતી ત્યાં જઇ હું ઝારઝાર રડવા લાગ્યો અને મોટા

આવાજથી મારા દુઃખ ઉપર હાય અફસોસ કરવા લાગ્યો. આ રદંનના આવાજથી તે ઝુફડામાં રહેનાર દરવીશ બાહેર આવ્યો અને જ્યારે તેણે મારા દુઃખની કાહણી સાંભળી ત્યારે તે મને પોતાની સાથે પોતાના ઝુફડામાં લઇ ગયો. ત્યાં આ દરવીશ સાથે એક બીજો તેના કરતાં વધારે દબદબો રાખનાર દરવીશ બેઠેલો હતો. જેવો પેહરવાશ મેં હાલ પેહરેલો છે તેજ માફકનો લેબાશ તેણે પેહરેલો હતો. હાલ જે ટોપી મારા માથા ઉપર છે તેવી તેની હતી. પણ તેના ઝનુની દેખાવથી હું તો ઘભરાઇ ગયો. મને તથા મારા મીત્ર વાંદરને જોઇને તેના મંનમાં એક વિચાર ઉભો થયો. બીજા દરવીશ સાથે છુપી મસલત કરી તેણે મને કહ્યું કે "રે ભાઇ તમે મારી સાથે ઇસફ્હાન આવો હું તમારી સારી રીતે બરદાસ્ત લઇશ અને અગરજો તમે મારી સાથે બરોબર ચાલસો તો હું તમને દ્રવ્ય મેળવવાનો માર્ગ બતલાવીશ." આ તેની વાત સાંભળી મેં તેની સાથે ઇસફ્હાન જવા કબુલ કીધું. તે ઝુફડાવાલા દરવીશે અમને પીવા સારૂં ચીલમ આપી અને તે પીધા બાદ તે ઝુફડામાંથી અમો બાહેર પડયા અને કેટલોક રસ્તો વગર વાતચીત કરવે કાપ્યા પછી તે દરવીશે મને મારી આગલી જીંદગી શી રીતે ગુજારી હતી તે વિષે ઘણી ચાંપતીથી કેટલાક સવાલો પુછ્યા અને હું કંઇ કંઇ બાબતમાં પુરવીન હતો તે જાણ્યા પછી તે ખુશી થયલો હોય એમ દીસવા લાગ્યો. તેણે મને કહ્યું કે તેનું નામ દરવીશ **બીહદીન** કરીને હતું. અને દરવીશની જીંદગી ગુજારવાથી જેટલા ફાયદા થાય છે તે વિષે લંબાનથી ભાષાણ કરી સંભલાવ્યું અને ગારોડીનાં હલકા ધંધા કરતાં એ ધંધો સરસ છે એમ પુરવાર કરી દેખાડયું અને અંતે મને સમજાવીને કહ્યું કે તે ધંધો મારે અખત્યાર કરી રાખવો. તેણે મને કહ્યું કે અગરજો તમે મને પોતાનાં ઉસ્તાદ કરી ગણસો તો હું જે કાંઇ જાણું છું તે સર્વે તમને શીખવીશ અને હું કાંઇ થોડી વીદ્યામાં પુરવીન નથી પણ આખાં ઇરાંન દેશમાં મારી બરોબરી કરનારો દરવીશ નથી. તે તંત્ર શાસ્ત્ર તથા જ્યોતીશ શાસ્ત્રની બાબતો વિષે વાતો કરવા લાગ્યો અને જીંદગીનાં દરમ્યાંનમાં ઇનસાન ઉપર તરેહવાર આપદા આવી પડે છે તે વખતે વાપરવા લાયક ઘણાક નુખશા મને લખી આપ્યા કે તે માત્ર વાંચ્યાથી હું નેહાલ થઇશ. તેણે મને સમજાવ્યું કે એક સસલાનું પછડું જો એક બાલકનાં તક્યા હેઠળ મેલે તો જલદીથી તે ઉંઘઇ જાય તથા સસલાનું લોહી જો ઘોડાને પાય તો ઘોડાની દોડમાં ઝડપ વધે. વરૂનાં નખ તથા આંખ સુતરીમાં પોઇ જો બાલકોને પેહરાવી રાખે તો તે બાલક હીમતવાંન થાય. તેની ચરબી જો પરણેલી સ્ત્રીને આંગે લગાડે તો તેણીનાં ખાવીંદનું હેત તેની ઉપરથી ઉતરી જાય તેજ રીતે જો તેનું પીત ચોપડવામાં આવે તો ગરભવંતી થાય, પણ જનાંનખાનામાં ઘણીજ મુલદાર ચીજ વારે ઘડીએ માંગવામાં જે આવે છે તેને કાસ કફતાર યાને તરસ જાનવરની માંદીનું સુકવેલું ચામડું હોય છે. જેઓ તે ચાંમડું પેહરે છે તેની ઉપર સર્વે લોકો હેત કરે છે. એ અને એવીજ કેટલીક બીજી બાબતો ઉપર તેણે લંબાનથી ભાષાંણુ કહી સંભલાવ્યું અને હું શી રીતે નેહાલ થઇ શકીશ તેનું ખોલ્લું ચીત્ર મારી આગલ મેલ્યું જેથી કરીને મારૂં હૈડું એટલું હર્ષ પામ્યું કે ઘડીભર હું મારૂં દુઃખ તમાંમ વીસરી ગયો. અંતે તેણે મારા વાંદર મીત્રનું શું કરવું અને તેનો નીકાલ કેવી રીતે કાહડવો તે બાબતમાં એક શોચનાં તેણે કહી કે જે તે સારીપેઠે સમજતો હતો કે મને તે અનગમતી થઇ પડે એવી હતી.

તેણે મને કહ્યું કે રે સફ્ફર તમને માલમ નથી કે આ વાંદરથી તમે કેહવા નેહાલ થઇ જશો. હું એમ નથી કેહવા માંગતો કે એ જીવતો તમને નેહાલ કરી નાંખશે પણ એને કાપી વેત્રી કાહડ્યાથી તેમ બનશે. જો એ વાંદરને કાપીએ તો તેના શરીરમાંથી

એવા ભાગો કાહડીએ કે જે ધંતર મંતરના કામને માટે શાહના જનાનખાનામાં શોનાને તોલે વેચાઇ જશે. તમુને જાણવું જોઇએ છે કે જે જાતનો વાંદર તમારી પાસ છે તેજ જાતના વાંદરનુ કલેજું જે સક્ષ રાખે તે સક્ષ પોતાના પ્યારને લગતાં આસામીઓને પાછું લાવી શકેછે તથા તે વાંદરના નાંખ આગળની ચાંમડી જે સક્ષ પેહરી રાખે તે સક્ષના બદનમાં ઝેર કોઇકાળે પણ કારી થનાર નથી તથા એજ જાણવરનું બદન ઝીની આંચના આતસથી બાલી નાખી તેની રાખ કાહડયાથી તથા તે ખાક ખાધાથી ખાનાર ધણીને વાંદરની તમામ ખાસીયત મલેછે જેમકે તેની પકાઇ, ચંચળાઇ તથા નકળ કરવાની શકતી ઇત્યાદી. ત્યારબાદ તેણે દરખાસ્ત કીધી કે આપણે તે જાનવરને મારી નાખ્યે.

આ વાત સાંભળીને હું અતીધણાં ધભરાટમાં પડયો. મને મારા બાપે મારા વાંદરની સાથે ઉધારેલો, જીંદગીના દરમ્યાનમાં સુખ તથા દુઃખ સાથની મુસાફરી આજની ઘડી સુધી મારી સાથેજ તેણે કીધેલી, તેથી આ ઘાતકી રીતે તેને મારી નખાવી તેની સંગત છોડવી એ કામ મારેથી ખમાઈ ન શકાય તેવું હતું તેથી તે દરવીશને સાફ ના પાડવા જતો હતો પણ તે દરવીશનો ચેહરો જે પેહલાં હસ્તો અને ખુશ મીજાજી જેવો લાગતો હતો તે ફેરવાઇને તુંદ મીજાજ ભરેલો દીસવા લાગ્યો તે ઉપરથી મેં ધાસ્તી રાખી કે જે જાનવરનો હું બચાવ કરી શકતો નથી તે તેની મરજીમાં આવશે તો મારી પાસેથી જબરીથી લેશે. એવા કારણથી મારા લાંબી મુદતના શોબતીને તે કસાઇને હવાલે કીધો. અમો ત્યારે જે પાધરા રસ્તા ઉપરથી ચાલતા હતા તે મેલીને આડે માર્ગે ઉતરી પડયા અને એક એકાંત ખીનમાં ભરાઇને તે વાંદરને તેણે મારા હાથમાંથી પોતે લીધો અને કાંઇ પણ વીલંભ ન ઓહવે તેને મારી નાંખ્યો. તેજ વેલા જંગલમાંથી ઘાશ તથા ઝાડોની સુકી ડાળો લાવી તેની પાસે ચકમક તથા લોખંડ હતું તે ઘસી આતસ સળગાવ્યો અને તે વાંદરનું કલેજું તથા નાંખ આગળની ચામડી કાહડી લઇ તેને સળગાવેલા આતશમાં મેલી બાલી નાંખ્યો. જ્યારે તે બીલકુલ બલીને ભસ્મ થયો ત્યારે તેની ખાક એકઠી કરી પોતાના રૂમાલને છેડે બાંધી લીધી અને અમારી મુસાફરીનાં કદમ આગળ ભરવા માંડયાં.

અમો વખતસર ઇસફાનમાં જઇ પોહચ્યા. ત્યાં મેં મારો ગારોડીનો લેબાશ પેહરયો અને ત્યારબાદ અમો તેહરાન તરફ ચાલ્યા. એ શેહરમાં મારા ઉસ્તાદને આવેલો જોઇ લોકો ઘણા ખુશી થયા અને તેના આવ્યાની ખબર જેમ જેમ ફેલાતી ગઇ તેમ તેમ તહરેવાર કીસમના લોકો તેની આગળ તેની સલાહ લેવા આવ્યા તેમાં કેટલીક માતાઓ પોતાના બાળકોની ઉપરથી નજર ઉતરાવવા, બાયડીઓ પોતાના ભરથારોની અદેખાઇ દુર કરાવવા અને લડાયક પુરૂષો લડાઇના મેદાનમાં પોતાના શત્રુઓના હાથથી કપાઇ ન જાય તેવી તાકાતો મેળવવાને તે દરવીશ આગળ આવ્યા હતા. પણ પાદશાહના જનાનખાનાની બાનુંઓથી તેની ઘરાકી ભારી થઇ હતી. તેઓની મુખ્ય મુરાદ એજ હતી કે પાદશાહ તેઓનો કાંઇબી ભાવ પુછે અને તેમને ગણકાવે. એ કારણના ખપને માટે દરવીશ બીદદીને ઘણીક જીનસોનો સંગ્રેહ કરી રાખ્યો હતો. સયાગોસ જાનવરના બાળ, ઘુવડના બરડાનું હાડકું, અને ભાત ભાતની મેળવણી કરી રીંછની ચરબી તૈયાર રાખી હતી. પાદશાહી મેહલની એક બાનું જે બીજી બાનુઓ કરતાં ઉમરે વધારે ચહડતી હતી તથા જે પોતાની તરફ પાદશાહનું ધ્યાન ખેંચવાને ઘણી ઇતેજાર હતી તેણીને એ દરવીશે મારા વાંદરાનું કલેજું વેચ્યું અને તેણીને ખાતરીથી તેને કહ્યુ કે "આ કલેજું જે સક્ષ પોતાના ગળામાં પેહરીને ફરશે તેને નામદાર પાહદશાહ બીજી પોતાની બાનુઓમાં પેહલી સરદારી આપશે." બીજી એક બાનુ જે ફરીયાદ કરવા લાગી કે જો કે પાદશાહનું હેત પોતાની તરફ ખેંચવાને ઘણીપણુ કોશેશ કીધી તોપણ

પાદશાહે તેનો કોઇ પણ દીવશે જરાક પણ ભાવ પુછયો નથી તેને તે દરવીશે સબજીના ઘુંટારાંમાં મારા વાંદરની ખાક ભભરાવી પીવા ફરમાવી અને એક ત્રીજી બાનું જેની એ પોતાના ચેહરા ઉપર ચહડેલી કરચલી કાહડી નાખવાની ખાયશ બતલાવી હતી તે સ્ત્રીને તેને કાંઇ મલમ ચોપડવાનો આપ્યો હતો અને તેણીને ફરમાવ્યું હતું કે અગરજો તે મલમ બરોબર લગાડશે અને હસવાનું બંધ કરશે અને હરેક પ્રકારે પોતાના ચેહરાની નેશોને હાલવશે નહીં તો તે કરચલી આપોઆપ દફે થશે.

એ પ્રમાણે દરવેશગીરીનાં તમાંમ ભેદોથી મને વાકેફ કીધો અને ઘણી વેલા જ્યારે ત્યારે મારા ઉસ્તાદની પાસે કુદરતી બનાવો ઉપરાંત બીજાં જે કાંમો માનસની શક્તી ઉપરાંત કરવા પડતાં ત્યારે તે જે ઠગાઇ વાપરતો તેમાં મને સામેલ થયા વગર ચાલતું ન હતું કારણ કે જો એક વાર તે પોતાંની હોરમત ગુમાવે તો ફરીથી કોઇ તેની સોડ સાંધે નહીં. તેવું છતાં પણ જે જે રકંમ મારી મેહનતનાં અવેજમાં અથવા મારા વાંદરની કાપલા કુપલીથી તેને મલતી તેમાંથી તેણે મને એક કોડી પણ આપી નથી. જે કાંઇ મલતું તે તેના ભેઠરમાંજ જતું.

અમોએ ત્યાર પછે ઘણાંક મુલકોમાં મુશાફરી કીધી અને તે ગમે એવી બીકટ હતી તોપણ મેં તેની સંગત છોડી નહીં. કોઇ મુલકમાં લોકો અમને પીરમર્દમાં ગણી માંન આપવા લાગ્યા અને કોઇ ઠેકાંણે અમને ભાંમટા ગણી પથરનો માર મારતા. અમે સદા અમારી મુસાફરી પગે ચાલુ કરતા તેથી જુદા જુદા મુલકો તથા શેહરો તથા કસબા તથા નદી નાલાં અને પરવતો તથા તવારીખમાં પ્રખ્યાત થયલી જગ્યા જોવાની મને તક મલી હતી. અમો તેહરાંનથી કૉનસ્ટાંનટીનોપલ ગયા અને ત્યાંથી એલેપ્પો તથા દમાશકસ થઈ ગ્રાન્ડ કેરો ગયા. કેરો છોડી અમો મક્કા તથા મદીના ગયા હતા અને જેડા બંદરથી બગલામાં સ્વાર થઇ ગુજરાતમાં આવેલા સુરત બંદરે ઉતર્યા અને ત્યાંથી અમો પગ રસ્તે લાહોર તથા કાસમીર તરફ ગયા હતા.

પોતાનાં રાખેતા મુજબ કાશમીરનાં લોકોને તે દરવીશે ઠગવાની યુક્તી કીધી પણ તે લોકો અમારા કરતાં વધારે ચતુરાઇ રાખતા હતા તેથી ફજેત થઇ રાતો રાત અમને ત્યાંથી નહાસી જવું પડયું. અંતે અમોએ હેરાતમાં વાશો કીધો. ત્યાં રેહનારા અફઘાંન લોકોને જે કહીએ તે ખરૂં માંને અને અમારા બોલવા ઉપર ઇતબાર લાવે તેથી જે આગળના મુલકમાંથી અમો ખાલી હાથે આવ્યા હતા તે નુંકશાની પુરાતાં છતાં અમને મોટો લાભ થયો. પણ આ જગોએ તે દરવીશ પોતાની પેગાંમબરી બતલાવવા સારૂં જે વેળા કાંઇ ગોઠવણુ રચવાની તદબીરમાં હતો અને મોજેજા કરી બતલાવવાનો અમારો સાંચો લગભગ તૈયાર થયો તે વેળા જે સક્ષે હજારો લોકોને જાવેદાન તલકની જવાની બખસવાની કબુલાત કરી હતી તે શક્ષ અંતે જમનો ભોગ થઇ પડયો. હેરાત શેહરમાં એક પાહડની ટોંચ ઉપર તે દરવીશ એક ઝુફડામાં પડી રહયો હતો. તેને માટે લોકોમાં એવી અફવા ઉડાડી હતી કે દરવીશને જીન તથા પરીઓ તેનું ખાનુ પોંહચતું કરે છે અને લોકોએ માન્યું કે તે ખાના સીવાય બીજો કાંઇપણ ખોરાક તે લેતો નથી પણ માઠા ભાયગે તેણે એક ભુજેલું આખ્ખું બકરૂં તથા બેત્રણ ખુમચા ભરી મીઠાઇ ખાધી તેથી તેને મોરચી થઇ જેથી કરીને તે મરણ પામ્યો. મારી પોતાની હોરમત જાલવી રાખવા સારૂં તે જગાના લોકને મેં સાફ સમજાવ્યું કે આપણી વસ્તીમાં તે દરવીસ શરખો ચમતકારીક પુરૂષ આવેલો જોઇ જીન લોકોમાં અદેખાઇ ઉપજ થઇ તેથી આકાસી ખોરાકથી તે એટલો તો ફુલી ગયો કે તેના શરીરમાં તેનો આત્માં

સમાઇ રહે એટલી પણ જગ્યા રેહી નહીં તેથી તે આત્મા તેના શરીરમાંથી ફાટી નીકળી ગુમ થયો અને ચોતરફથી એક શક્ત પવન ફુંકવાથી તે આત્મા પાંચમાં આસમાન ઉપર ધસડાઇ ગયો! હુનાલાની રૂતમાં એ પવન ૧૨૦ દીવસ સુધી ફુકયા કરે છે અને અગર તે રીતે તે પવન ફુકતે નહીં તો લોકો ગરમીથી મરયા જતે તે વિચારનો ફાયદો લેઇને લોકોને મેં સમજાવ્યું કે તે મરનાર દરવીશે તેઓને તથા તેઓના ફરજંનદાન ફરજંદો માટે એક વારસા તરીકે પોતાનો મોજેજો બતલાવવા સારૂં એવો પવન તે ફકીર જાવેદાન સુધી ફુકતો કરી ગયો છે. ઘરડાં લોકોને પોતાની જવાનીના વખતથી માલમ હતું કે આ ઉત્તરનો પવન હુનાળામાં ફુંકે છે તેથી મારૂં કહેલું તેઓએ કબુલ રાખ્યું નહીં તોપણ અમારી શીખવણીથી લોકોના મનપર એટલી તો અસર થયલી હતી કે તે ઘરડાઓનું બોલેલું થોડુંજ વજન પામતું હતું. મરનાર દરવીશને મોટા માન હોરમત સાથે દફનાવ્યો હતો અને હેરાતના પાદશાહ એશ્ક મીરઝાંએ પોતે તે મુરદાંની પેટીને ઘોરમાં દાતવા લઇ જતી વેળા ખાંધ મારી તેને માન આપ્યું હતું. કેટલાક પરેજગાર અફઘાની લોકોએ એક મોટી શોભઇતી કબર ત્યાં બનાવી હતી અને તે વખતથી તે આજ સુધી તે કબર આગળ લોકો હજ કરવાનું પુન્ય સમજે છે.

મારા સોબતીના મરણ પછી કેટલાક દીવસ સુધી હું હેરાતમાં રહયો હતો કે મરનારની ભારી હોરમત અને તારીફનો હું ફાયદો મેળવું અને મારી તે ગણુતરીમાં હું ફાવ્યો હતો. મારે હાથે બનાવેલા ધંતર મંતરના માંડળ્યા ઘણાજ મોંઘે ભાવે મેં વેચ્યાં. મારા મરનાર દોસ્તની દાહડીના પીખી કાહડેલા બાળનો પણ સારો ભાવ આવ્યો હતો. તે સાથે તેના નખ કે જે મેં લોકોને સમજાવ્યા હતાં કે મારો મીત્ર જ્યારે ગોફનસીન થયો ત્યારે તેણે પવીતરાઇ વાપરવાને કીજે વધારી મેળ્યા હતા તેનો પણ સારો ઉઠાવ થયો હતો પણ તે નખ તથા બાલ મારા પોતાના શરીરને લગતા હતા જો કે અફઘાની લોકોને જેમ ભમાવે તેમ ભમે એવા ખવાશના હોય છે તોપણ નખ તથા બાલનો પુરતો જથ્થો વેચ્યાથી જ્યારે મારા હાથમાં એક સારી રકંમ એકઠી થયલી જોઇ ત્યારે મેં ત્યાંથી વનજો લેવાને દરૂસ્ત વીચારયું કારણ કે તેના તે ધંધામાં હું જો પડી રહીશ તો લોકોના મનમાં ભરાંત આવશે અને મારી ઠગાઇ પકડાઇ જશે એવો વિચાર મારા મનમાં આવ્યો હતો. તે વિચારથી મેં હેરાત શેહર છોડયું અને ઇરાન દેશ માહેલા કેટલાક પ્રાંતોમાં ફરીયા પછી અંતે હજારાના કાફલાના લોકોમાં હું જઇ રહયો. આ લોકો ઘણુંકરીને તંબુમાં રહેતા હતા. એ હજારાનો મુલક કાબુલ તથા ખંડારની વચ્ચેના ખોલ્લા ચોગાનમાં આવ્યો છે. આ ટોળાના લોકોમાં મારી ધારણા કરતાં વધારે ફતેહમંદ થયો હતો કારણ કે દરવીશ બીદદીને પેગંમબરી દાવો કરવાને જે ગોઠવણુ કીધી તે ગોઠવણને હું અંમલમાં લાવ્યો અને હું પેગંમબરી દાવો લઇ બેઠો.

તે દરવીશે પોતાની પાસે બેઠેલા એક બીજા દરવીશની ખાંધ ઉપર પોતાનો હાથ મેળીને કહ્યું કે આ મારો દોસ્ત મારી સાથે તે વખતે મારો શોબતી હતો. એને સારી પેઠે યાદ છે કે તે લોકોને અમારો ચમતકાર બતલાવવા સારૂં પકાવેલા ચાવલનું એક મોટું વાસન અમે એવી ધપથી બનાવ્યું હતું અને તે વિષે એવું કેહતાં કે તે માહેલા ચાવલ કદી પણ ખુટે નહીં. તે લોકો તરત માંનતાં અને કરછી બે કરછી લઇ ખુશી થતા જતાં, ટુકમાં હુંજ પોતે હજરત ઇશાહું યાને તેજ પીર મરદ છું કે જેને માટે તમે થોડાક દીવસ ઉપર ખોરાશાંનમાં બોલાતુ સાંભલ્યું હતું અને શાહાના લશ્કરનાં આદમીઓએ મારી પવીત્ર આબરૂ ઉપર કીધેલા હોમલાને હું અટકાવી શકયો નહીં તોપણ મારા ચેલાઓની ઉલટ અને ભોલાઇની મદદથી જે પૈસા એકઠા કરવાને હું શકતીવાંન થયો હતો તેથી મારી બાકીની જીંદગી સુખ સાથે ગુજ-

રવા હું પામ્યો છું. હું કેટલીક મુદત સુધી મશેદમાં રહયો અને માત્ર એક અઠવાડયુ થયું એક આંધલી છોકરીને દેખતી કરવાનો મોજેજો અમોએ કરી બતલાવ્યો હતો એ બનાવથી અમને કાંઇ થોડું માન મલતું નથી.

આ જગોએ દરવીશ સફરે પોતાનું ભાષણ સમાપ્ત કીધું અને ત્યાર બાદ તેની પાસે બેઠેલા દરવીશને અરજ કીધી કે તે પોતાની તરફનો અહેવાલ કહી સંભળાવે.

એ તે દરવીશ હતો કે જે તેની સાથે હજારા લોકોમાં આવ્યો હતો અને તેણે પોતાની જીંદગીનો નીચે મુજબનો ખોલાસો કીધો:—

મારો બાપ કોમ શેહરનો એક નામીચો ન્યાયાધીશ હતો તે વખતે વખતની પોતાંની બંદગી કરવાથી, સ્નાન કરવાથી તથા રોજા પાલવાથી એટલો તો પંકાયલો હતો કે આ પાક કાંમમાં તેની કોઇ બરાબરી કરનાર આખા ઇરાંન દેશમાં મલી શકતું ન હતું. ટુકમાં કહીએ તો મુસલમાન લોકોને નકલ કરવા જોગ એક ગ્રહસ્થ હતો. મારા બાપને ત્યાં ઘણાં દીકરા હતા અને અમો સર્વેને અમારા ધર્મ ઉપર ચુસ્ત રેહવાને અને તેને લગતી ક્રીયા માર્ગ પ્રમાણે ચાલવાને શીખાવ્યા હતા. જેમ જેમ અમારી ઉપર વધારે જપતી અને શકતી તે ગુજારતો તેમ તેમ અમો વધારે ઠગાઇ અને પાખંડ રમવા લાગ્યા. રફતે રફતે એ બદ ગુણો અમારા દીલમાં મજબુતીથી ચોંટી બેઠા અને અમને કેવી રીતે ઉધાર્યા હતા તે ઉપર કાંઇ પણ ધ્યાંન પોહચાડ્યા વીના અમો સર્વે કપટી અને ઠગારા તથા જુઠણ છીએ એવી રીતના નામો અમને આપ્યા હતા. હું પોતે એટલો પ્રખ્યાત થયલો હતો કે તેથી મને મારા બંચાવને માટે દરવીશ થવાની ફરજ પડી અને હેઠલ કહેલો ભાગ્યશાળી બનાવ બન્યાથી મેં મારા ધંધામાં આગળ ચાલતાં મોટી હોરમત મેળવી હતી.

તેહરાન શેહરમાં જઇ પોહચતાને વાર એક ગાંધીની દુકાંનની સામે મેં મારૂં મકાન રાખ્યું હતું. એક દીવસે એક ઘરડી ડોસી મને બોલાવવા આવી ને કેહવા લાગી કે તમને અમારો શેઠ ગાંધી બોલાવેછે કેમકે હંમેશ કરતાં વધારે ખાવાથી તે એટલો તો બીમાર થઇ પડયો કે તેણે જે ઓશદ લીધું તેથી તેના ઉપર કાંઇપણ અશર થઇ નથી તેથી તેના કુટંબીઓ તેની ઉપર તમારા તલીશમાતની અશર કેવી થાયછે તે જોવા માંગેછે. તેથી તે દરદીના દરદને તોડવા લાયક એક તલીશમાત લખી આપવાને તમને બોલાવેછે. મારી પાસે કલમ કાગજ કે શાહી ન હતી તેથી મેં તે સ્ત્રીને કહ્યું કે જ્યાં તે દરદી છે ત્યાં મને લઇ જાવો અને તે પ્રમાણે તેણીએ કબુલ કીધું. પેહલા તો મને એક ઘરના એક સમચોરસ ચોકમાં દાખલ કીધો ત્યારબાદ એક નાધલા ઓરડામાં મને લઇ ગયા. ત્યાં તે દરદી આદમી જમીન ઉપર બીછાવેલા બીછાનાં ઉપર સુતેલો હતો અને તે જગ્યામાં શમાઇ શકે એટલી સ્ત્રીઓ તેની આસપાસ બેઠેલી હતી અને તેઓ મને જોઇ બરાડવા મંડી કે રે ખોદા આ આદમી મરેછે! આ આદમી મરેછે! તે દરદીની આજુબાજુએ દવાની સીસીઓ પંથરાયલી હતી તે ઉપરથી માલમ પડતું હતું કે યાતો તેને મારી નાખવાને કે યાતો તેને સાજો કરવા જોગ પ્રત્યેક ઉપાયો લઇ ચુક્યા હતા. એક મોટું વાસણ જેમાં નુસકામાં ફરમાવેલી દવા હતી તે વાસણ અભરાઇ ઉપર દેખાતું હતું એક ખુનામાં એક લાંબી બીલોરી નલી મેલેલી હતી અને તે ઓરડા માહેલા બીજા અસબાબમાં તે દરદીનો હકીમ પોતે બીલકુલ બેશીકર હાથમાં ચીલમની નલી ધરી બેઠેલો હતો. તે હકીમે જ્યારે જોયું કે તેના દરદીને સાજો કરવા ઇનશાનની હીકમત ચાલી શકતી નથી ત્યારે મને બોલાવી મંગાવવાની તેણે ભલામણ કીધી અને તલીશમ લખવાનું મેં બીડું ઝડપયું. એક નવો દરવીશ જ્યારે દરદીની આગળ આવી

પોંહચે ત્યારે તે દરદી તથા તેની આસપાસના લોકોના દીલમાં નવેસરથી ઉમેદ આવે છે અને જ્યારે તે દરદીના ઓરડામાં હું દાખલ થયો ત્યારે મારા આવ્યાથી વધારે હીલચાલ થઈ તે મેં જોઇ. મોટા દમામથી એક કાગજ મેં માગ્યું ગોયા તે દરદીને સારૂં કરવાની મારી શક્તી ઉપર ઘણોજ હું મુસતાક હતો એમ મેં દેખાડયું જો કે ખરૂં કહું તો કોઇપણ દીવસે મેં એક પણ તલેસમ લખ્યો ન હતો અને સફાઇદાર કાગજને બદલે મીઠાઇ બાંધવાના પડીકાનું એક કાગજ લાવી મારા હાથમાં આપ્યું તે સાથે કલમ તથા સાહી પણ મને આપવામાં આવી. ત્યારબાદ મોટું દમામી ઢોલ ઘાલી તે કાગજ ઉપર તરેહવાર અક્ષરોના ચીત્રામાન પાડ્યા અને કોઇ જગોએ તે ઉપર અલ્લા, કોઈ જગોએ માહમદ, કોઇ જગોએ અલ્લી, ઉપલી હારમાં હસન તો નીચલી હારમાં હુશેન એ રીતે કાગજ ઉપર નામો લખ્યા હતા. તે કાગજની કેટલીક ક્રીયા કીધાબાદ મેં તે હકીમજીના હાથમાં આપ્યું તેણે એક વાસન તથા પાણી મંગાવ્યું અને તે કાગજમાં લખેલું સર્વે તે પાણીથી ધોઇ નાખ્યું અને ત્યાં હાજર થયલા લોકો દુવા દેવા લાગ્યા કે તે કાગજ ઉપર લખેલા અજમતી નામોની બરકતથી તે ગાંધીને આરામ થાય. ત્યાર પછે તેણે તે પાણી ડીચવાને તે દરદીને ફરમાવ્યું અને કહ્યું કે અગરજો તમારા ભાગ્યમાં વધારે જીવવાની સરજત ન હશે તો હું તો શું પણ કોઇપણ સક્ષ તમને બંચાવી શકશે નહીં.

તે ચીઠી ધોઇ કાહડેલું પાણી તે દરદીને પાયું અને દરદીના ચેહરા તરફ દરેક આદમીની નજર રાખેલી હતી. કેટલોક વખત સુધી તેના શરીરમાં જીવ છે કે નહીં તેની તેણે કાંઇપણ નીશાન બતલાવી નહીં. અંતે તેણે પોતાની આંખો ઉઘાડી તેના ઘાટામાથી સાદ નીકળ્યો, પોતાના હાથ ઉપર પોતાનું માથું ઉંચકયું અને એક વાસન મંગાવી પોતાના પેટમાં ભરાઇ રહેલું પીત તમામ ઓકી કાહડયું અને શેહજ વખતમાં તે હુસ્યાર થયો. આ બનાવ જોઇ જેમ તે હકીમ તથા બીજા હાજર રહેલાં લોકો અજબ થયા તેમ તે જોઇને મને પણ ઘણીજ અચરતી લાગી અને મેં ખચ્ચીત ધાર્યું કે તે પડીકા માહેલું ઓસદ જે તેણે આપ્યું હતું અને શાહીથી ખરડાયલું પાણી પીધાથી તેની છાતી ઉપર ઉછાલો થયો અને તેથી તેને ઓકારી થઇ પણ તેજ વેળા ત્યાં ઉભેલાં લોકોને મેં સાફ કહી સંભળાવ્યું કે આ દરદીને જે ઝડપમાં આરામ થયો છે તે તર્ત વેળા મારા આવી પોંહચ્યાથી તથા મારા અજમતી હરફોની બરકતથી થયો છે. અગર હું જો ન આવતે તો એ દરદી મરણ પામતે. બીજા હાથપર તે હકીમ તે બનાવનું માન પોતે લેવા લાગ્યો અને તેના દરદીએ જેવી પોતાની આંખ ઉઘાડી તેવો કેહવા લાગ્યો કે મેં તમને આગમચથી કહ્યું ન હતું એજ પ્રમાણે એને આરામ થશે? અને જેમ જેમ તે દરદીએ પીધેલા પાણીની અશર વધારે થતી જણાઇ તેમ તેમ તે મનમાં મલકાઇને કેહવા લાગ્યો કે મેં ફરમાવેલી દવાનો ગુણ તો જોવો. અગરજો હું એવા ચાપતાં ઉપાયો કામે લગાડતે નહીં તો આ દરદી તરત મરણ પામતે.

પણ મેં તેને આગળ વધવા દીધો નહીં. મેં તેને કહ્યું કે જ્યારે તમો ખરેખર હકીમજ છો અને હકીમું કરી લોકોને આરામ કરો છો ત્યારે તમે મને શા સારૂં બોલાવ્યો. તમો ફશ ખોલવાનું તથા બલીસટર મારવાનું જે કામ કરો છો તેનેજ વલગી રહો અને જે કામ તમારા ધંધા સાથે કશી નીશબત ધરાવતું નથી તેથી તમે દુર રહો.

તેણે જવાબ દીધો કે રે ભાઇ દરવીશ મને કશો શક નથી કે તમે તલેશમ ઘણો સારી રીતે લખી આપશો અને તેની કીંમત પણ સારી મેળવશો. પણ દરેક આદમી જાંણે છે કે દરવીશ કોણ અને કેવા હોય છે અને તેમના તલેશમ કાંઇપણ કામમાં આવે છે તે તેમની પવીત્રાઇના સબબથી આવતાં નથી.

હું બોલ્યો કે તમે આ રીતે મારી સાથે વાત કરો છો તે તમે કોણના કુતરા છો તમે જાણતા નથી. હું પેગામબરનો સેવક છું. તમો હકીમ લોકોનું અજ્ઞાનપણું તમારા બાપદાદાઓથી ઉતરતું આવ્યું છે અને કીસમત ઉપર દોશ મેળી તમો તમારી એબને ધાંકોછો. અગર દૈવજોગે તમારો દરદી સાજો થાય તો તે સાજો થવાનું સઘળું માન તમે પોતે લેવોછો અગર તે જો મરણ પામે તો તમો કહોછો કે ખોદાએ તેમ તેના કીસમતમાં લખેલું હતું ત્યાં માણસની કોશેસ શું કામની? જાવો જાવો જ્યારે તમારા બીજા દરદીને મરતી હાલતમાં જોવો અને તેને તમે બીજી કાંઇ દવા ફરમાવી શકો નહીં ત્યારે મને પાછો બોલાવજો, તે વેળા આ તમારી બેઅદબી ભરેલી એબને જેમ આ ગાંધીને સાજો કરી ધાંકીછે તેમ હું ધાંકીશ. તે હકીમ બોલ્યો કે આ રીતના સખુન કોઇપણ આદમીને મોહડે હું સાંભળું એવું હું આદમી નથી તમે એક કુતરા સરખા દરવીસને મોહડેના સખુનો હું કદીપણ સાંભળનાર નથી. એ રીતે તે હકીમ બોલ્યો અને જલદીથી ઉભો થયો અને મારી આગળ ધસારો કરી આવ્યો અને ઝુરાબંદ ગાળો દેવા લાગ્યો. મેં પણ તેને તેવોજ આવકાર આપ્યો અને અમો તેજ વેલા ઝપાઝપી ઉપર આવી ગયા. તેને મારા માથાંના બાલ ધર્યા અને મેં તેની દહાડી પકડીને ખેંચાખેંચી કરવા લાગ્યા કે જેથી દરેકના હાથમાં બાળ રહ્યા હતા. અમો એકબીજાને કરડવા લાગ્યા, એકબીજા ઉપર થુકયા અને એટલા ગોસ્સા સાથે લડયા કે અમો તે દરદીની હાલત પણ ઘડીભર વીસરી ગયા. તે ગડબડ વધા પડેલી જોઇ એક સ્ત્રીને અમારી વચે પડી અમને છુટા પાડવાની ફરજ પડી. તે અમારી આગળ આવી કેહવા લાગી કે અમારી ગડબડ તથા બુમ બરાડનો અવાજ સાંભલી પોલીસનો દરોગો બારણું ઠોકેછે અને તે અંદર આવા માંગેછે. એટલું સાંભળતાં વાર અમો છુટા પડયા અને જોઇને હું ઘણો ખુસી થયો હતો કે રાહદારીઓ તથા તમાશગીરો આ બનાવમાં મારી તરફેનમાં હતા, કારણ કે તે હકીમજીની ચતુરાઇ ઉપર તેઓ ધીક્કાર નાખવા લાગ્યા. હકીમ લોકોની મુલ મતલબ એજ છે કે પોતાના દરદીઓને આરામ કરવાને બદલે તેઓ પાસેથી પૈસા કહડાવે પણ મારી તરફ તો તેઓ ખોદાનું આદમી કરી મને ગણવા લાગ્યા અને સઘલી પ્રકારનાં દરદો મારા હાથ દસખતની બરકતમાં સમજતા હતા.

જ્યારે તે હકીમે જોયું કે આ બનાવ બન્યાંથી તેના હકમાં નુકશાંન થતું જાય છે તેથી તે તરત વેલા તો ચુપકીદો રહ્યો પણ તે ઓરડામાંથી બાહેર જાય તેની આગમચ તે વાંકો વલ્યો અને તેની પીખાયલી દાહડીનાં બાલ તમાંમ ઊંચકી લેઇ તેની સાથે કેટલાક મારા પીખાયલા બાલ પણ વીણી લીધા અને મારા મોહડાં આગલ તે ફેરવવા લાગ્યો અને બોલ્યો કે આવતી કાલે તમુને કાજીની આગલ ઉભો કરીશ અને ત્યારે આપણે જોઇશું કે કોણની હશી થાય છે અને તેહરાંન શેહરમાં દરેક આદમીની દહાડીના દરેક બાલની કીંમત એકકો ડચુકટ મળે છે એટલે જે પુર્વ દેશોમાં દહાડીને એટલું તો મોટું માન છે કે મુશલમાંન લોકોમાં હરેક શખસની દાહડીને જે શક્ષ નુકસાંન પોંહચાડે છે તેને ભારી સજા કરવામાં આવે છે.

પણ જ્યારે તેનો ગુસ્સો નરમ પડયો ત્યારે માલમ પડયું કે પોતાંની હોરમતને ખાતર તેને કાજીની આગલ ફરીઆદ લઇ જવાનો વીચાર છોડી દીધો અને ઇનસાફની અદાલતમાં મને ઘસડી લઇ જશે તે ફીકરથી હું કશો ડર્યો ન હતો બલકે હાલ જે મારા હકમાં સારો બનાવ બન્યો તેનો ફાયદો કેવી રીતે કાહડી લેવો તેનાં વીચારમાં હું પડયો. તેહરાંન શેહરમાં મરવા પડેલા એક ગાંધીને તે શેહરમાં તરતજનાં આવેલા એક દરવીસે પાછો સજીવંન કીધો, એ ગપારો જલદીથી ગામે ગામ ફેલાઇ ગયો અને ઘણાક લોકોની

નજર મારી તરફ દોડવા લાગી. સહવારથી તે સાંહાજ સુધી તલેસમો લખવાનાં કામમાં રોકાયલો રેહતો અને તેમનું દાંમ મારા ઘરાકોની ગુંજાસ પ્રમાંણે લીધામાં આવતું હતું જેથી કરીને ટુક મુદતમાં મારા હાથમાં પુષ્કળ નાણું એકઠું થયું પણ મારૂં ભાગ્ય એવું ને એવું ઘણા દીવસ ચલકતું રહ્યું નહીં, કેમકે આ એકજ દાખલાનાં આધાર ઉપર દીન પર-દીન કાંમ લેતા મને ધાસ્તી લાગી કે રખેને હું સપડાઇ જાંઉ, તેથી ઇરાંન દેશમાં મુશાફરી કરવાને બાંહને મેં તેહરાંન શેહર મેલી દીધું. જેબી શેહર તરફ મેં મારા પગલા ભર્યા ત્યાં એટલી તો હુશ્યારીથી મારા કામની મેં વલણ રાખી હતી કે તે શેહરમાં હું જઇ પોંહચું તેની પુર્વે મારી તારીફ ત્યાં જઇ પોંહચતી હતી. તે ગાંધીએ મને એક ખાતરી પત્ર-સરટીફીકેટ આપ્યું હતું અને તે ઉપર તેને પોતાની મોહર કરી હતી. તેમાં તેણે લખ્યું હતું કે મારા હાથ દશતખતથી લખેલા તાવીજની બરકતથી તે મરતો મરતો બચયો હતો અને મારે વિશે જે જે ગપાટા ફેલાયલા હતા તેની સાબેતીમાં તે સરટીફીકેટ હું સર્વે કોઇને દેખાડતો હતો. આ રીતે થયલી મારી તારીફ ઉપર હું મારૂં ગુજરાન કરૂં છું. હાલ તરત તેથી મારો નીભાવ ઠીક ચાલે છે પણ જ્યારે મને માલમ પડે કે હવે ટકુ વધારે ચાલનાર નથી ત્યારે તે જગ્યા છોડી બીજે ગામ ચાલ્યો જાઉ છું. એમ જણાવી તે દરવીષે પોતાનું દાસ્તાન ખતમ કીધું.

જ્યારે ત્રીજા દરવીશનો પોતાનું દાસ્તાન કહી સંભળાવવાનો વખત આવ્યો ત્યારે તેને કહ્યું કે મારી વાત ઘણીજ ટુંકી છે જો કે લોકો આગલ વાતો કરવાનો મારો ધંધો છે. હું એક મુદરીસનો છોકરો છું. તેને જ્યારે જોયું કે મારી સમરણ શક્તી ઘણી ચપળ છે ત્યારે આપણા દેશની ભાષામાં જે જે તવારીખ લખાયલી તે મારી આગળ વાંચી જતો હતો તથા મારી પાસે પાછી વંચાવતો અને જ્યારે તેને જોયું કે મારા મગજમાં તવારીખનો પુરતો જઠો ભરાયલો છે ત્યારે તેને મને દુનિયામાં છોડી દીધો અને દરવીશનો ધંધો ધારણ કરાવ્યો અને મને મજબુત ભલામણ કીધી કે જ્યાં લોકો એકઠાં થાય ત્યાં તવારીખ ઉપર ભાષાણ કરી મારૂં ગુજરાણ ચલાવવું.

મારી પેહલી કોશેશમાં હું ફાવી નીકળ્યો નહીં. મારી આસપાસ મારી વારતા સાંભ-ળનારા લોકો વારતા સાંભળીને એક પૈસો પણ આપવા વગર ચાલી જતા. એ મેં જોયું કે મારા હકમાં નુકશાનકારક બનતું હતું. પેહલા વારતા જે હું કરતો તેથી ઉલટમાં આવીને ઝડપથી તેનું સેવટ લાવતો પણ પાછળથી હરેક વારતામાં રસકસની બાબત આવતી તે વેલા અટકી પડતો અને મારી આસપાસ જોઇને હું કેહતો "ભાઇઓ સાંભલો મારી વાત. તમો જો મને સારી પેઠે નવાજેશ કરશો તોજ આ અગતના ભાગની વારતા તમારી આગળ કરીશ." એ રીતની ગોહવણ વારતા કરતાં ચાલુ રાખ્યાથી હું કાંઇપણ ત્રાંબાના પૈસા એકઠા કરી શકયો. રશકસ ભરેલી વાતનું શેવટ હું શી રીતે બંધ કરી શકતો હતો તેનું એક ઉદાહરણ આપું છું. એક દીવશે લોકોની મંડળીમાં મેં ખતાઇના સાહજાદા તથા સમરકંદની શાહજાદીના કીસ્સાની વાત કહી સંભલાવી તેમાં અબલીસ હેઝારમન તે શાહજાદાને પકડેછે અને તેને ગલી જવાની કોશેશ કરેછે પણ શાહજાદો તે અબલીસના મોહડામાં ઝુલાઇ રહેછે, એવામાં શાહજાદી ચુથા-યલા પીખાયલા બાળ સમેત બીલકુલ નીરાશ થએલી ગુઠણ મંડી તે અબલીશને વીનંતી કરી અરજ કરેછે કે શાહજાદાને છોડી દે અને તે વેલા તેણીના ખીદમતગારો પોતાના ભાલા હેઠલ પાડેછે અને તેઓ ઘણી ધાસ્તીમાં પડયા છે, ઘોડાઓ ધાસ્તી ખાઇ પાછા હટેછે, ગાજ મોટા પોકારથી ગગડી પડેછે અને તે અબલીશ ભોસેછે. એટલું બોલી હું એકદમ બંધ પડી જાઉછું અને કહુછું કે "હવે મારા અસીલ સાંભળનારા તમારી થેલીનું મોહડું ઉઘાડો તો હું તમને

કહ્યું કે ખતાઇના શાહજાદાએ કેવી ચમતકારીક રીતે તે અબલીશનું ડોકું કાપી નાખ્યું. માણુસ જાતને એવી રીતની વાત જાણુવાની ભારી ઇંતેજારી હોયછે તે ઇંતેજારીનો લાભ લેઇ હું મારૂં ગુજરાણુ મેળવવાની યુક્તી કરૂછું અને જ્યારે એક જગ્યામાં મારી સઘળી વાતો કેહવાઇ રહેછે ત્યારે તે જગ્યા હું છોડી જાઉછું અને બીજા ગામમાં દાખલ થાઉછું અને ત્યાં મારી મેહનતને નવેશરથી કામે લગાડું છુ.

---

## પ્રકરણ ૧૨ મું.

### હાજીબાબાને માલમ પડી આવેછે કે આ દુન્યામાં દગો કોઇનો શગો થઇ રેહતો નથી, તે દગાની સજા પાંમી નવી નવી યુક્તીઓ કરેછે.

તે દરવેશોએ પોતપોતાના દાસ્તાનો પુરા કીધા પછી તેઓએ મને જે રમુજ અને ચાનક આપી તે વિષે મેં તેમનો ઉપકાર માંન્યો અને મારો પણ શોખ દરવીશોના પંથમાં દાખલ થવાનો થયો તેથી જેટલું તેમના ધંધાને યોગ્ય હતું તેટલું મેં તેઓ પાસેથી લીધું કે મારો હાલનો ધંધો છોડી દઉં તો તે મને કામ લાગે. દરવીસ સફર દુન્યાના લોકોમાં એક પવીત્ર આદમીનું દોલ ઘાલીને તરેહવાર તરકટો જે તે ચલાવતો હતો તે તરકટો તેને મને શીખવ્યા. બીજા દરવીસે મને તલેસમાત લખતાં શીખવ્યા, વાતો કેહનારે કેટલીએક વાતો, જે તેને પોતાના મગજમાં ભરી રાખી હતી તે મને સીખવી તથા તેની કેતાબો મને આપી અને હરેક મીજલશના લોકો પૈસા આપી પોતાનુ ખીસું બીળકુલ ખાલી કરી જાય તે તથા તેમની જીગ્નાશાને કેવી રીતે ઉશકેરવી તે વિષેના કેટલાક કાયદા તેને મને શીખવ્યા.

તે દરમ્યાનમાં હું તંબાકુ વેચવાનો મારો ધંધો ચલાવતો રહ્યો પણ દરવીસો સાથે દોસ્તી માંડ્યામાં જે સરસ તંબાકુ મારી પાસે હતો તે તેઓ વાપરી નાખવા લાગ્યા તેથી મારો લાભ તેઓએ લઇ લીધો. એથી મને ઘણું નુકશાન થવા લાગ્યું. તેનો ખંગ બીજી રીતે વાલી લેવાને બીજા ઘરાકોને હું ભેલભાલ તંબાકુ વેચવા લાગ્યો અને ગોબર, ઘાસ અને સડેલા પાતરાંનો મોટો ભાગ હું ભેલતો હતો. એક દીવસે સાંહાંજના દીવા બતીની વખતે એક ચીઠડે હાલ ઘરડી ડોસી આવી તંબાકુ માગવા લાગી. તેણીએ પોતાના મોહડાં ઉપર બુરખો રાખ્યો હતો અને પોતાની ચીજ માંગતી વખતે જરૂર હોય તેથી વધારે શબ્દો તે બોલતી ન હતી. તેની નળીમાં મારી પાસે જે ઘણોજ ખરાબ તંબાકુ હતો તે મેં ભર્યો. તે નલી મોહડાંમાં મેલતાને વાર તે ઠુકવા ને ઓકવા અને ઠાંસવા મંડી ગઇ તેથી કરી અરધી ડજન ચપરખંડા આદમીઓ હાથમાં સોટા લઇ આવ્યા અને મને પકડીને જમીન ઉપર નાખ્યો. તે બુરખા વાલી સ્ત્રીએ પોતાં મોહડા ઉપરથી બુરખો કાહડી નાંખ્યો તે ઉપરથી માલમ પડયું કે શેહરનો મોહતેશીબ બેશ બદલીને મને પકડવા આવ્યો હતો કેમકે મોહતેશીબનું કાંમ એ છે કે શેહરની દુકાંન ઉપર વપરાંતાં તોલ તરાજુ તથા સઘળી પ્રકારનો ખોરાક તપાસવો. તેને કહ્યું કે રે દલદરી ઇશફ્હાંની, મેં તને આજ દીને સપડાવ્યો છે. તેં આજ કેટલુંક થયું તારા ભેલભાલ કીધેલાં તંબાકુનાં ઝેહરથી મસેદ શેહરનાં લોકોને મારી નાંખ્યાં છે. તંબાકુની નલીમાં તે દુષ્ટ પદાર્થ ભરી જેટલા પૈસા લીધા છે તે દરેક પૈસે પૈસે તારા પગ પર ફટકા મારવાનો હુકંમ કરૂં છું. એટલું બોલી તેને હાથ તલેનાં અમલદારોએ ફટકા બાંધી મારવાનાં પગમાં ભેરવવાનાં લાંકડાં મંગાવ્યાં અને તેમાં મારા પગ બંધ કરી મારા પગ ઉપર ફટકા માર્યા. મારા પગને તે ભય ભરેલાં ફાશાંની અંદર મેલ્યા અને મારાં પગ ઉપર ઉપરાશાપરી એટલા તો ફટકા માર્યા કે મારી આંખમાં તંમર આવવા લાગ્યા.

શેહેંકડો તમાસગીરો મને માર મારતો જોઇને મારી ઉપર દયા કરવાને બદલે ઓર મારા દુ:ખ ઉપર દાંમ દેવા હસવા લાગ્યા. મને આ રીતની ઇજા દેનારને ઘણી કાકલુદીથી વીનંતી કરી કહ્યું કે તમારા મા બાપ અને દાદાનાં રૂહને ખાતર મને માફ કરવું. અગર તેવા તેનાં વાહલાને ખાતર મને માફ નહીં કરે તો તેનાં ફરજંદોને ખાતર, તેના રાજાને ખાતર, તેના પેગાંમબરને ખાતર તથા સર્વે ઇમાંમોને ખાતર મને માંફ કરવું. તંબાકુ ઉપર મેં હજારો ફીટકારો નાંખ્યા. મેં તંબાકુ પીવાનું છોડી દીધું. મેં તે જગોએ એકઠા થયલાં લોકોની મયા માંગી. ત્યાં પેલાં ત્રણ દરવીશો મને મારેલો માર જોવા ઉભા હતા તેઓની મદદ માંગી પણ તેમના શરીરનો કોઇ પણ ભાગ મારા બંચાવને માટે હાલ્યો નહીં. હું ટુકમાં કહુછું કે હું રડયો, મેં બુમો પાડી, કાકલુદી કીધી, વીનંતી કીધી, પણ મારૂં કાંઇ વળ્યું નહીં અને અંતે હું એક મુરદાંની પેઠે બેહોશ થઇ પડયો.

જ્યારે હું પાછો હોશમાં આવ્યો ત્યારે હું જોઉ શું કે રસ્તામાં એક દીવાળ તરફ માંથુ કરીને હું પડેલો અને મારી આજુબાજુએ શેહેંકડો લોકો મારાં દુ:ખ જોવાને એકઠા થયલાં હતાં. કોઇએ પણ મારી દયા ખાધી નહીં. મારી ચીલમો, વાસણો તથા જેબી મારો સામાન હતો તે ઘાતકી દીલના અમલદારો લુટી ગયા અને મને મારેથી જેમ બને તેમ મારે ઘરે જવા નાંખી તેઓ ચાળતા થયા હતા. સારાં ભાયગે મારૂં ઘર નજદીક હતું તેથી પગે તથા ગુઠણે ફસડાં મારી મારા દુ:ખને માટે બરાડ મારી મારે ઘર જઇ પોહતો.

એવી ભય અને દુ:ખ ભરેલી હાલતમાં એક દીવસ સુધી હું પડી રહ્યો. મારા પગ સુજી આવ્યા અને તે ઉપર પડેલા ફટકાના જખમમાંથી લોહી વેહતું હતું. એવી દુ:ખ ભરેલી હાલતના દરમ્યાનમાં પેલા ત્રણ દરવીશો માહેલો એક દરવીશ મને મળવા આવ્યો અને તે મને કેહવા લાગ્યો કે હું જો જલદીથી આવતે તો મને તારો રફીક ગણી મને પણ જોર બંધ બાંધી મારતે. મેં મારી જવાંનીના વખતમાં એવી રીતનો માર ઘણીવાર ખાધો છે. તેથી તમુને આરામ થાય એવા મારી પાસે ઇલાજો છે તે ઇલાજો કામે લગાડ્યાથી હાજીબાબાને જલદીથી આરામ થયો.

હાજીબાબા કેહછે કે હું ખાટલે પડેલો મારી હાલત ઉપર વીચાર કરવા લાગ્યો. મેં નીસચ્ચય ઠરાવ કીધો કે મસેદ શેહેર છોડી જવું કેમકે મને એમ ભાસ્યુ કે કોઇ ખરાબ ચોઘડયે હું ત્યાં દાખલ થયલો હોઇશ સબબકે એક વેળા મેં ત્યાં મારી કમર ભાંજી અને બીજી વેળા ફટકા ખાધા. મેં કાંઇક પૈસા એકઠા કર્યા હતા જે મારા ઓરડાના એક ખુનામાં દાતી રાખ્યા હતા અને તે લઇને પેહલી જતી વંજાર સાથે તેહેરાન જવાનો વીચાર કીધો. આ મારી ગોઠવણ વિષે તે દરવીશોને ચેતવણી આપી. તે તેમને પશંદ પડી તે ઉપરાંત દરવીશ સફરે મારી સંગ ધરવા માંગી કારણ કે મને કહેવા લાગ્યો કે મશેદ શેહરમાં તેનો કાબુ દીન પર દીન વધતો જોઇ તે શેહરનાં મુલ્લાં અને મુફતી તથા કાજીઓ મારી અદેખાઇ કરતા હતા તથા મારો નાશ કરવાની તજવીજમાં ફરતા હતા એમ તેને કેટલેક ઠેકાણેથી જણાવ્યામાં આવ્યું હતું. અને તેઓની સતાની સામે થવું મુશકેલ હતું તેથી તેણે ધાર્યું કે કોઇ બીજી જગોએ તેનું ભાયગ અજમાવવું બેહતર છે.

મેં દરવીશનો વેશ ધારણ કરવા કબુલ કીધું અને બજારમાંથી દરવીશો પેહરે છે છે તેવી એક ટોપી તથા માલા બનાવવાનાં દાંના અને બકરાનું ચાંમડું ખરીદ કીધું જે મેં મારી ખાંધ ઉપર લટકાવ્યું અને એ રીતે એક ઘડીમાં ફરમાવતાં વાર મુસાફરીની મંઝલ કાપવાની તૈયારી કરી રહ્યો હતો.

અમો મશેદથી ઉપડી જવાને એટલા તો અધીરા થઇ પડ્યા કે કે કોઇની પણ સંગત લીધા વીના ત્યાંથી નીકલી પડવાનો અમોએ ઠરાવ કીધો કે ખોદાપર તવકલ રાખી કે તે સાહેબની મેહરબાનીથી અમને પાધરો રસ્તો હાથે લાગશે અને અમારો નીભાવ થશે તોપણ અમો અમારૂં કદંમ બાહેર કાહડયે તેની આગમચ સેખસાદીના પુસ્તકમાંથી ફાલ જોવાને ઘટતું વીચાર્યું. દરવીશ સફરે હંમેશની પેઠે પેહલાં નીમાજ પઢી અને પછી તે ફાલ જોવાની ચોપડી ઉઘાડી અને તેણે તેમાથી વાચ્યું કે "હકીમ ઉપર વીસવાસ વગર હકીમની દવા લેવી અથવા સંગત વીણા અનજાણે રસ્તેથી મુશાફરી કરવી તે જ્ઞાનથી તથા દાનાવ લોકોની નશીયતથી ઉલટું છે." એ અકલમંદ ચેતવણીથી અમારાં મનને ધીરજ આવી અને તે પ્રમાણે ચાલવાને અમોએ ઠરાવ કીધો.

તેહરાંન જનારી વંજારો વિષે ખબર કાહડતાં મારો મીત્ર ઉંઠનો શારવાન અલ્લી કાટીર મને મલ્યો તેથી મને ઘણી ખુશાલી ઉપજી. તે તરતનો મસેદમાં આવેલો હતો અને એક વેપારીના બોખારા શેહરનાં ચામડા લઇ જવાનો શોદો કરતો હતો. મને જોતાનેવાર તેણે ખુશાળીના આવાજ કાહડયા અને જલદીથી તેણે ચીલમની નળી સલગાવી અને તે પીવા મને આપી. અમો એક બીજાથી જુદા પડયા પછી મારી પર ગુજરેલી બીના તેની આગળ કહી સંભળાવી તથા મારી ઉપર પડેલી મેહનતનું બ્યાન તેને આપ્યું. તે પોતાના ઉંઠ ઉપર રૂપાના બાર સલ્યા તથા જાનવરોના ચામડા લાધી એક વંજાર સાથે મશેદ છોડી ઇશફાન જવા બાહેર પડયો હતો અને તુરકી લોકોથી ઘણી ધાસ્તી રાખ્યા પછી તે ઇશફાન શેહેરમાં સલામત જઇ પોહતો. તે શેહેરમાં આગળ જે વંજારો લુટાઇ હતી તે વિષેની ગડબડ હજુર ચાલુ રહી હતી અને લોકો એમજ ધારતા હતા કે તે દરોરો મારનાર લુટારાની સંખ્યા આસરે એક હજાર આદમીની હતી અને તેમની સામે શેહેરના લોકો ઘણી હીંમતથી થયા હતા અને કેરબલી હશન નામના એક હજામે એક સરદારને પોતાને હાથે એટલો તો જખમી કીધો કે ઘણી મેહનતે તે બંચી ગયો. એ લુટફાટમાં જે મેં ભાગ લીધો હતો તેટલો એહવાલ સદા મેં છુપાવી રાખ્યો તોપણ મારે લગતી વાત છુપાવી રાખ્યાથી મારા દીલનો જોસ્સો તેને નહીં દેખાડવા સારૂં ચીલમ પીવાથી નીકળતા ધુંમાડા તેના મોહડા ઉપર હું ફુકતો હતો.

ઇશફાનમાંથી તે સુતરનું કપડ, તંબાકુ તથા ત્રાંબાના વાસણો યજદ શેહેરમાં લઈ ગયો અને યજદ શેહેરમાં એક વંજાર મશેદ જવા સારૂં તૈયાર થાય ત્યાં સુધી મશેદ લઇ જવાનો સામાન એકઠો કરવા સારૂં તે ત્યાં રેહ્યા હતો. અલ્લી કાટીરે તેની સાથે મને તથા દરવીશ શફરને તેહરાન લઇ જવાને તથા જ્યારે અમો ચાલ્યાથી ઠાકી જઈએ ત્યારે પોતાના ઉંઠ ઉપર બેસાડવાને કબુલ કીધું.

---

## પ્રકરણ ૧૩ મું.

### હાજીબાબા મેશેદ છોડી તેહેરાંન તરફ વદયા થાયછે, તેની કમરે લચક ખાધી તે દરૂસ્ત થઇછે, અને તે એક વાર્તા કહી સંભળાવે છે.

જે રસ્તે મશેદથી તેહેરાન જવાય છે, તે રસ્તો પસાર કીધા પછી રસ્તે ચાલતાં અમો એક બીજા સાથે વાતો કરવા લાગ્યા અને મારો સોબતી દરવીશ સફર મારાજ વીચારો ધરાવતો હતો તેથી મારા દુઃખનો સરીગત થયો અને અમો બન્ને તે શેહેરના લોકોને ગાલો દેવા લાગ્યા મને તેઓએ ધુમ માર માર્યો તેથી અને દરવીશ સફર ઉપર મુલ્લાં લોકોએ જફા ગુજારી તેથી તે મને કેહવા લાગ્યો કે ભાઇ તમે તો જવાન છો. આ જગતના સંસારનો અનુંભવ મેલવ્યાની આગમચ તમને ઘણું દુઃખ સોસવું પડશે. પેહલીજ વારનો માર ખાધાથી

પશ્ચાતાપ કરવો નહીં. તેથી ઘણું કરીને બીજી ઘણીક સજામાંથી તમારો બંચાવ થશે અને ગમે એવો મોહતેશીબ બુરખો પેહરી સ્ત્રીનો વેસ ધારણ કરશે તો બીજીવાર તેને પકડી કાહડવા શીખશો અને તે પોતાની દહાડી ધરીને બોલ્યો કે મારી ઉમરનો પુરૂષ જેણે આટલી બધી દુન્યા જોયલી તે સક્ષને ફરીથી મુસાફરીએ જવાની ફરજ પડે તે એક મોટી આફતનું કામ છે. પણ મેં તેને કહ્યુંકે અગર જો તમે મશેદમાં રેહવા માંગતે તો સેહેલથી બની શકતે. તમે જો તમારી નીમાજ અને બંદગી ઘટતે વખતે કરયા જતે અને નાહવા ધોવાનું કામ જારી રાખતે તો મુલ્લાંઓને તમો પેસ આવી શકતે.

તે દરવીશે કહ્યુંકે તમે જે કહ્યું તે ખરૂં છે પણ હવે રમજાનના તેહવારો નજદીક આવ્યા છે અને અગરજો હું મશેદમાં રેહતે તો તે મુલ્લાંઓ મારીપર ધુમ જપતી ચલાવતે અને રોજા હું પાલતો પણ નથી અને પાલનાર પણ નહીં કારણ કે જેમ મને હવાની જરૂરછે તેમ ચીલમ પીવાની પણ જરૂરયાત મને થઇ પડીછે અને રોટી જેમ દરરોજની હાજત થઇછે તેમ સરાબ પણ અગતનો થઇ પડયો છે તેથી તે વખતના દરમ્યાનમાં મુસાફરી કરવી હું બેહતર ધારૂં છું કેમકે મુશાફરીના દરમ્યાનમાં તમારા ખાધા પીધાના કામમાં તથા નીમાજના કામમાં કોઇ પણ આડે આવતું નથી. છુપી રીતે સરાબ તથા તંબાકુ પીઇને મેં જેમ તેઓને આગળ ઠગયા હતા તેમ એ મુલ્લાંઓને હું ઠગતે પણ મારા સરખો પ્રખ્યાત પુરૂષ જેને લોકો પરેહજગાર આદમી ધારે છે અને જે તે ધારણા ઉપર પોતાનું ગુજરાંન ચલાવે છે અને જેની ચાલચલણ તે મુલ્લાંઓ ઘણીજ તીક્ષણ નજરે જોતાં રહે છે તેનેથી એવી છુટ લેવાઇ શકાતી નથી.

કાંઇ પણ અગત જોગ બનાવ બનયા વગર અમો શેમનાન જઇ પોહતાં પણ તે શેહરમાં જઇ પોહતાં તેની એક બે દીવસ આગમચ મારા મીત્ર અલ્લી કટીરનાં એક બેચ્ચરને લાધી તેને મદદ કરતાં, જે જગ્યા આગલ પેહલા મારી કંમર લચકાઇ હતી ત્યાંથી, ફરી લચક મેં ખાધી તેથી ફરી મને એટલું તો દરદ થયું કે તે જગ્યાથી આગલ ચાલવાને ઘણુંજ મુસ્કેલ દીસ્યું. જ્યાંસુધી એ દરદ નીકલી જાય ત્યાંસુધી જે જગ્યાપર હું આવી આવી પુગો હતો ત્યાંજ રેહવાને મેં ઠરાવ કીધો. વલી તુરાંની લોકોનાં હાથમાં પડવાની સઘલી ધાસ્તી વીતી ગયેલી તેથી વંજાર સાથેજ જવાનો કાંઇ સબબ રહ્યો નહીં. ઇરાંન દેશની રાજ્યધાંનીમાં મોજ જોક કરવા જવાની દરવીશ સફરને ઉતાવલ હતી તેથીં તે મને મેલીને ચાલતો થયો.

શેહરની પાદરે કબરસ્તાંનમાં હું જઇ રહ્યો અને મુશાફરી કરનારા દરવીશોએ સ્થાપેલી રીત પ્રમાણે તે કબરસ્થાંનનાં ખુનામાં મારૂં ચાંમડું પાંથરી 'યા હક! અલ્લા અકબર!' એ રીતે બુલંદ આવાજથી અને સર્વે કોઇ સાંભલે તેમ બાંગ દેવા મંડી ગયો તથા રણશીંગડુ વજાડવા લાગ્યો. મેં મારાં માથાંનાં બાલ વધારી દીલપર ચાંમડું ઓરવી હાથમાં વાટકો તથા માલા વીગેરે રાખી જેમ બીહામનો દેખાવ મારો દીશે તેવો હું બન્યો અને હું મારી મેલેં મંનમાં મલકાવવા લાગ્યો કે ઠગબાજીના કાંમમાં મને જે સબકો મલ્યા છે તેને મેં પુરતું માન આપ્યું છે.

દરરોજ મારી આગલ રકંમ બંધ સ્ત્રિઓ આવતી અને હું તેમને જે તાવીજો લખી આપતો હતો તેના અવેજમાં કાંઈ મેવો, દુધ, મધ અને એવીજ ખાધા લાયક વસ્તુઓ તેઓ મને આપતાં. મારી કમરમાં દરદ એટલા તો જોરથી થતું હતું કે તે દરદમાંથી મને આરામ આપે એવો કોઇ પણ તબીબ શેમનાન શેહેરમાંથી મને બતલાવી આપે તે વિષેની હું પુછપરછ કરવા લાગયો.

તે શેહેરમાં હજામ તથા નાલબંદ એવોજ કાંઇબી વૈદુ જાણુતા હોય એમ લોકો સમજતા હતા. હજામને માટે બોલતાં કે ફુશ ખોલવાના, દાંત તોડી પાડવા અને હાડકાં બેસાડવાના કામમાં તે ખબરદારછે અને નાલબંદને વાસતે કેહતા કે ઘોડાઓના દરદને પણુ તે પીછાણુતો હતો. તે તથા હજામ એક પછી એક મારા દરદને તપાસી ગયા અને તેઓ અનુમતથી કેહેતા હતા કે સરદી લાગયાથી તે દરદ થયું હતું અને સરદીનો ઉતાર ગરમી છે, તે ઉપરથી તેઓએ તેવાજ અનુમતથી ઠરાવ રાખ્યો કે તે દરદ કરતા ભાગ ઉપર ડાહમ દેવો અને નાલબંદ તાતવેલું તથા ઠંડુ લોખંડ વાપરી જાણુતો હતો તેથી દાહમ દેવાના કામને માટે તેને મુકરર કીધો હતો. તે ઉપરથી એક વાસણુ ભરી કોળસો, એક ધમન અને કાંઇ લોખંડના નાધલા કટકા લાવ્યો અને એક ખુનામાં બેસી આતશ રોશન કરી તે લોખંડના કટકાને તાતવ્યા અને તે આતશ સરખા લાલ અને ગરમ થયા કે મને જમીન ઉપર ઉંધે મસતકે સુવાડયો અને કેટલીક ધાંધલ કરી મને કમર ઉપર જુદી જુદી જગોએ સખ્ત દાહમ દીધા પણુ શીરેસ્તા પ્રમાણે પેગામબર તથા બાર ઇમામોના નામને માન આપવા સારૂં મને તે દાહમો દેવાની અગત્ય બતલાવી પણુ તે મારેથી વધારે નહી ખમાયા ત્યારે જાનવરની પેઠે એક બરાડ મારી પણુ તેની કોઇએ કાંઈપણુ દરકાર કીધી નહી. ત્યાં લોકો એકઠા થએલા તેમાથી એકે કહ્યું કે આરામ આપનાર ખોદા છે. અંતે તેર દાહમ દેઇને મને છોડયો. તે દાહમના જખમને રૂજ વળતા ઘણાજ દીવસ લાગયા અને તે રૂજ વલ્યા પછી લચકનું દરદ પણુ જતું રહ્યું અને રફતે રફતે મારા શરીરમાં કૌવત આવ્યું. અળબતે હું જે સાજો થયો તે તેર માહ પુરૂષોની બરકતથી થયો એમ બોલ્યામાં આવતું હતું અને આખા શેહેરના લોકો અગત વેળા ગરમ લોખંડના ગુણુને પીછાણુવા લાગ્યા. ને જે એ બાબતમાં વીચાર બાંધ્યો તે મારા મનમાંજ રાખ્યો છે લાંબો વખત સુધી આરામ લઇ રાખ્યો તેથી મને આરામ થયો પણુ એ તેમના વીચારની સામે હું કાંઇ બોલ્યો નહીં કે તેર યારીઓની મદદ જે મલી તેની બરકતથી મને સારૂ થયું એ વીચાર મારા હકમાં ગુણુ કરનારો હતો.

હવે મેં તેહેરાન જવાનો વીચાર મુકરર રાખ્યો પણુ તે શેહેરમાં દરવીશ દાખલ ધંધો ચલાવવાની પુર્વે મેં શેમનાન શેહરના લોકોની એક મંડળી આગળ વાર્તા કરવાની મારી તાકાત અજમાવી જોવાને ઠરાવ કીધો. તે ઉપરથી શેહેરમાં એક ચોક આગળ જ્યાં ભામટાઓ ફરતા ફરેછે ત્યાં હું ગયો તેવા લોકો ઘણું કરીને બપોરે એકઠા થાયછે અને એવે વખતે જે રીતનો પોકાર કરી લોકોને જમાવ કરવામાં આવેછે તેમ કરી મેં જલદીથી એક ટોલું એકઠુ કીધું. તેઓ તે જગ્યા ઉપર આસપાસ બેઠા. ત્યારબાદ એક બગદાદ શેહરના હજામની ટુકી વાર્તા મેં કરવા માંડી. તે વાર્તા જ્યારે હું હજામનો ધંધો કરતો હતો ત્યારે મે સાંભળી હતી અને મારી સ્મરણુ શક્તી સારી હતી તેથી નીચે કહ્યા પ્રમાણે બુલંદ આવાજે તે કહી સંભળાવી:—

બકતાવર પાદશાહ કાલીફ હારૂન અલ રસીદના રાજ્યની વખતે બગદાદ શેહરમાં એક પ્રખ્યાત હજામ રેહતો હતો. તેનું નામ અલ્લી શકકાઇ કરીને હતું. તે હજામ એટલોતો ચંચળ અને કામમાં સફાઇદાર દસ્તનો હતો કે શેહકડો લોકોની હજામત આંખે પાટા બાંધી કરતો અને તેમ કરતાં કોઇને ઘાયલકરતો અથવા દુઃખ આપતો ન હતો. બગદાદ શેહરમાં જે શોખીલા આદમીઓ હતા તેઓ તેની પાસે સદા હજામત કરાવતા હતા અને તેને દરરોજ એટલાંતો ઘરાકો મળતાં કે તેથી અંતે તે મગરૂરી અને તકેબરી કરવા લાગ્યો અને જે આગા અથવા બેગમનો નોકર હોય તેનું માંથુ કદી બોડે નહીં. બાલવાના લાકડાં બગદાદ શેહેરમાં સદા મોધાં મળતાં હતાં અને આ હજામની દુકાન ઉપર લાકડાંનો પુશકળ ખપ હતો અને લાકડાં વેચનારા

એનીજ દુકાને પોતાનો માલ વેચી જતા અને તેનું દામ રોકડું તે હજામ આપતો હતો. એક દીને એવો એતેફાક બનયો કે એક ગરીબ અને અનજાણ્યો લાકડાંવાલો અલ્લી શકાઇની દુકાન ઉપર ગયો અને શેહેરની કેટલીક વેગળાઇ ઉપરથી લાકડાં કાપી પોતાના ગધેડાં ઉપર લાધ્યા જે લાકડાં તે લાવ્યો હતો તે તેને વેચવા માંગ્યાં. અલ્લીએ તે લેવાને ખુશી બતલાવી અને જેટલા લાકડાં તે ગધેડા ઉપર હતાં તે લેવાનો ભાવ કહ્યો. તે લાકડાંવાલાએ તે કબુલ કીધું અને પોતાના ગધેડા ઉપરથી લાકડાં ઉતાર્યાં અને અલ્લી પાસે તેની કીંમત માંગી પણ તેણે કહ્યુંકે ગધેડા ઉપરથી સઘળાં લાકડાં હજુર તમે ઉતાર્યા નથી અને મને આપ્યાં નથી, લાકડાં લાધવાનો ગધેડા ઉપર જે લાકડાંનો માચરો છે તે પણ મને મલવો જોઇએ અને તે મુજબની આપણી બોલી હતી. તે લાકડાંવાળો ઘણીજ અચરતી સાથે બોલ્યો કે એમકેમ? એવી રીતનો સોદો કરવો આજસુધી કોણે સાંભળ્યો છે? તમારૂં માગવું સદાબરૂ બેજા છે. ટુકમાં બોલીયેતો કેટલીક તકરાર અને રકજીક થયા પછી તે હજામે ગરીબ લાકડાંવાળાના સઘળા લાકડાં તથા લાકડાંનો માચરો લેઇ મેળી તેને ધમકાવી હાંકી કાહડયો. તેજ વેળા તે કાજી પાસે ગયો અને પોતાનો અહેવાલ તેની આગળ જાહેર કીધો. તે કાજી તે હજામ પાસે માંથુ બોડાવતો હતો તેથી તેણે લાકડાંવાળાનો મુકરદમો સાંભળવા ના પાડયો. તે લાકડાંવાળો તે ઉપરથી વડા ન્યાયધીસ પાસે ગયો. તે પણ તે હજામનું ઘરાક હતું તેથી તેણે પણ તેની અરજી સાંભળવાને ના પાડી. તે ગરીબ બીચારો કનતાલીને મુફ્તી પાસે ગયો. તેને કેટલોક વાર સુધી વીચાર કરી તેણે ઠેડવ્યું કે તે મુકદમો એટલોતો બીકટ છે કે તેનેથી તેનો નીકાળ થાય એવું લાગતું નથી માટે તેને ઘટારત છે કે તે નુકશાન ખમી મુગો મુગો પડી રેહ કારણ કે એ બાબતને લગતો મુકરદમો માહમદી સહરેમાંથી મળી આવતો નથી. તોપણ તે લાકડાંવાળો નાશીપાસ થયો નહીં. તેજ વખતે એક નવીસીંદા પાસે ગયો અને પોતાના એહવાલની એક અરજી કાલીફ હારૂન અલ-રસીદ ઉપર લખાવી અને દર સુકરવારે જ્યારે મસીદમાં જવા તમામ પાદશાહી દમામથી તે બાહેર નીકળે છે તે વખતે તે અરજી તેણે કાલીફને આપી. પોતાના રાબેતા મુજબ કાલીફે તે અરજી પોહચતાને વાર વાંચી અને શીતાબીથી તે લાકડાંવાળાને પોતાની હજુરમાં બોલાવ્યો. જ્યારે તે હજુરમાં જઇ પોહતો ત્યારે ગુડણ મંડી બેસી જમીન ઉપર બુસ્સા દીધા અને પોતાના હાથ બાહેર કાહડી કાલીફના ચુકાદાની રાહ જોવા લાગ્યો. પાદશાહે કહ્યું "રે ભાઇ હજામની તરફ બોલીછે અને તમારી તરફ ખુદરતી ઇનશાફ છે. કાયદાનો અર્થ શબ્દોથી બોળવો જોઇએછે અને શરત અથવા બોલી શબ્દોથી થાયછે તેથી જે બોલી થઇ તે પ્રમાણે ચાલવું જોઇએ નહીતર કાયદા કુચ કામના નથી તેજ પ્રમાણે જેવી સરત થઇ હોય તે પ્રમાણે ચાળવું જોઇએછે નહીતર ઇનસાફ અને ઇનસાન વચેનો ઇતબાર ઉઠી જશે એટલા સારૂ તે હજામ જે લાકડાં પોતાના કરી લેવા માગેછે તે વાજબી છે." કાલીફે એટલા શબ્દો કહી તે લાકડાંવાલાને પોતાની સોડે બોલાવી તેના કાનમાં કઇ કહ્યુંકે જે તેણેજ સાંભળ્યું અને તેજ વેળા સંતોષ ધરી તે ચાળતો થયો."

ત્યાં સુધી વાત કરી હાજીબાબા અચકી રહ્યો અને પોતાના હાથમાં એક વાટકો ધરી તે મીજલશમાં કેહતો ચાલ્યો કે રે મારા ભાઇઓ અગરજો તમે કાંઇ પણ પૈસા મારે સારૂં એમા નાખો તો પાહદશાએ તે લાકડાંવાળાને કાનમાં શું કહ્યું તે તમારી આગળ હું કહું. તે બીના જાણવા વિષેની મેં તેઓના દીલમાં મોટી જીજ્ઞાસા ઉપન્ન કીધી અને તે મીજ-લશમાં એવો કોઇ શક્ષ હતો નહી કે જેણે મને એક પણ પૈસો ન આપયો હોય. મેં કહ્યું કે સારૂં ત્યારે તે હજામ પાસેથી માફી કેમ મંગાવવી તે વિષે કાલીફે તેના કાનમાં શું કહ્યું તેનું બીયાન હું કરૂં છું. તે લાકડાવાળાએ પાદશાહને નમશકાર કરી તેને જે ગધેડો બાહેર

બાંધયો હતો તે છોડી તેની બાગદુર હાથમાં ધરી ચાલતો થયો. થોડા દીવસ વીતી ગયા પછી તે આગલી બીના વીસરી ગયો હોય તેમ તે લાકડાવાલો તે હજામ પાસે ગયો અને તેને અરજ કીધી કે તેની તથા ગાંમથી તેનો એક સાથી આવ્યો છે તેની મેહરબાની કરીને તેના વખનાયલા હાથે હજામત કરવી અને એ બે હજામતનુ જેટલું દામ તે હજામે માગયું તે નકી કીધું. લાકડાવાળાનું મસ્તક જ્યારે બરોબર મુડાઇ રહ્યું ત્યારે તે હજામે પુછયું કે તમારો શોબતી ક્યાં છે? તે લાકડાવાલાએ જવાબ દીધો જે તે અત્રે બાહેર ઉભેલો છે. અને અંદર તરત આવશે. એટલું બોલી તે બાહેર ગયો અને પોતાના ગધેડાની બાગદુર પકડી અંદર લાવ્યો અને કેહવા લાગયો કે આ મારો શોબતી છે તેથી માથું બોડો. તે હજામ બોલ્યો "તમુને અડકીને મેં અપમાન લીધુ તે બસ છે અને વળી તમારા ગધેડાને મુડીને બીજુ અપમાન તમે મને આપવા માગો છે તે કેમ બનશે? ત્યાંથી નીકળી જાવો નહીતર તમને બન્ને ને હું જેહાનમનો રસ્તો દેખાડીશ" અને તેજ વેળા તે લાકડાવાળાને તથા તેના ગધેડાને પોતાના ઘરમાંથી બાહેર કાહડ્યા.

તે લાંકડાવાળો તેજ વેળા કાલીફ પાસે ગયો અને પોતાની હકીકત તેને જાહેર કીધી કાલીફ સાહેબે કહ્યુંકે દરૂસ્ત છે અને પોતાના એક અમલદારને ફરમાવ્યું કે તે હજામને તેના અસતોરા સાથે તેની આગળ લાવે અને દશ મીનીટની અંદર તે આવી હાજર થયો. કાલીફે તે હજામને પુછયું કે તમે આ આદમીના સોહબતીનું માંથુ બોડવા શા સારૂ ના પાડોછો તેમ કરવાને તમે શરત કીધી હતી કે નહીં? તે હજામે કહ્યુંકે હા ખોદાવંદ કીધી હતી ખરી પણ ગધેડાંને પોતાનો શોબતી કોણ કરતું હશે અને તેને એક ખરા મુશલમીન તરીકે ગણી તેનું માથું બોડવાને કોણે આગળ ધાર્યું હતું. કાલીફે કહ્યું કે કદાચ તમે ખરૂં કેહતા હશો પણ એક લાકડાંના ભારામાં લાકડાંનું જીન પણ સાથે ગણુવા કોણે આગળ ઉજત લીધી હતી? નહીં નહી હવે લાકડાંવાળાની વારી આવીછે. માટે ગધેડા ઉપર તમારૂં ચીત લગાડો નહીતર તમુને તેનું ખમવું પડશે. તે હજામને તે ગધેડાને પગથી તે માથાં સુધી ધોવાને શાબુ તૈયાર કરવો પડયો તથા તેને બોડવાની ફરજ પડી. તે કામ કાલીફ તથા તેની સઘળી દરબારની હજુરમાં તે હજામને કરવું પડયું અને દરબારમાં એકઠા થયલા તમામ તમાશગીરો તેની ઠેકડી કરવા તથા તેને હસવા લાગ્યા. તે ગરીબ લાકડાંવાળાને કાલીફે સારી કીમતની ભેટ બક્ષી રવાને કીધો અને આખ્ખા બગદાદ શેહેરમાં તે પાદશાહના ઇનસાફની તારીફ થવા લાગી.

---

## પ્રકરણ ૧૪ મું.

### હાજીબાબાને એક આદમી મળ્યું અને તે મુલાકાતથી ઉપજેલાં ફળ.

" સમેનાન શેહર મેં હલકા દીલથી છોડયું. મને કમરમાં જે લચક લાગી હતી તે સુધરી હતી. હું જવાન અને ખુબશુરત હતો. મેં વીશ તુમાન જે મસેદમાં એકઠા કીધેલા તે કોઠ ળીમાં ખખડતા હતા. આ દુનિયામાં મેં કાંઇ અનુભવ મેળવ્યો હતો, તેથી મેં ઠરાવ રાખ્યો કે તેહરાન પોહચતાંવાર આ દરવીશનો લેબાશ કાહડી નાખવો અને પગથી તે માથાં સુધી શોભાઇતો લેબાશ કાહડી નાખવો અને પગથી તે માથાં સુધી શોભઇતો લેબાશ પેહરવો અને જીંદગીના દરમ્યાનમાં કોઇ ઉંચો અને ઉત્તમ ધંધો પકડી મારા ભાયગને આગળ વધારવાની કોશેશ કરૂં.

તેહરાંન શેહર એક દીવશની મંજલ સરખું દુર રહ્યું અને તે મંજલ કાપવાને લેલી અને મજનુનું ગીત ગાતો ગાતો આગળ ચાલતો હતો તેવામાં મને એક ખેપીઓ મળ્યો અને ખેર આફીયતની પુછપરછ કર્યાબાદ તેની શોડે જે ન્યામત ખાતું હતું તે જમવાને તેણે મને ઇજન કીધું. તે દીવશે ગરમી વીષેસ પડતી હતી તેથી તેની સાથે જમવાને મેં કબુલ કીધું અને એક લીલોતરીથી ભરેલા ખેતરમાં અમોએ બીશતરો બીછાવ્યો અને તે ખેપીઆના ઘોડાને તે ખેતરમાં ચરતો મેલ્યો. અમારાં સારાં ભાયગે તે ખેતર આગળ પાણીનો એક નીરમળ ચશમો પણ હતો. હમારે સારૂ ખાતું જે તે મુસાફરે શુફરા ઉપર કાહડી મેલ્યું તે જો કે સાદું હતું તોપણ શુતરૂં હતું. રોટી, કાંદા, ભુંજેલું ગોશત અને ખજુર ઇત્યાદી જે રજુ કીધું હતું તે માહેલી એક કરચ પણ બાકી રાખી નહીં અને તે ખાતું ખાધા બાદ ચશ્માંમાંથી પાણી પી લીધું. ત્યારપછી એક બીજા સાથે વાતચીત કરતાં માલમ પડયું કે આસ્રાબાદના હાકમનો તે એક ખેપયો હતો અને શાહની દરબારને લગતા આશર-ખાન નામના શાહેરને જે તુરાની લોકોએ કેદ રાખ્યો હતો અને જેને છોડી મેળવામાં આવ્યો હતો તે ખુશ ખબર લઇ જતો હતો. જો કે મારા લેબાશ ઉપરથી તે તો પાંમી ગયો હતો કે હું દરવીશ છું. તે મારા આગલા શોબતીને છોડી મેળયાના સમાચાર સાંભળી જોકે હું ઘણો ખુશી થયો હતો પણ મેં તે ખેપીઆને જણાવ્યું નહીં કે તે સક્ષ આગળ મારો શોબતી હતો કારણકે અનુભવથી હું શીખ્યો હતો કે સંસારનાં કામમાં ઘણું કરીને ચુપકીદી અખત્યાર કરવી તે ડાહાપણનું કામ છે તેથી હું તે શક્ષને ઓળખતો હતો એટલું પણ મેં તેને જણાવ્યું નહીં.

મને તે ખેપીઆએ જણાવ્યું કે તે શાહેર આસ્રાબાદ તરફ જઇ પોહચ્યો અને તેની પાસે એક કોડી પણ હતી નહીં તે વિષેની ખબર તેના કુટુંબને આપવા મને મોકલ્યો છે. તે ખેપીઆએ તેને સોંપેલાં કાગજો મને બતલાવ્યા અને તેને વાંચતાં આવડતું ન હતું તેથી તેમાં શું લખ્યું હતું તે જાણવાની ઇંતેજારીને લીધે તે કાગજો મને વાંચવા આપ્યાં હતાં. પેહલાં કાગજમાં શાહની ઉપર તે શાહેરે અરજી કીધી હતી. તેમાં ઘણીજ અસરકારક એબા-રતમાં તુરાની લોકોના હાથમાં તે કેદ પડયાથી કેવી જફા, દુ:ખ અને કસ્ટી ભોગવવી પડી હતી તે ઉપરાંત તેને નહીં ખાવાનું કે નહીં પીવાનું મળ્યું અને તે સાથે તુરાની લોકોએ તેની ઉપર ભારી શીતમ ગુજારયો હતો અને લાંબી મુદત સુધી તેને કેદમાં રાખી મેલ્યો હતો તેથી નામદાર શાહની ખીદમતમાં રહેવાને બન્યું નહીં તે માટે તેને દરગુજર કરવી.

બીજો પત્ર તે શાહના વડા વજીર ઉપર લખ્યો હતો. તે વજીર જેટલો બદશુરત હતો તેટલો તે બદખવાશનો હતો. તે કાગજ તેને નાધલા શેતારાના મંડલમાં એક ગ્રહ ગોઠવી બેસાડયા હતો. એવોજ એક પત્ર તેના આગળા શત્રુ શાહના ખજાનચી ઉપર લખ્યો હતો. તેને પોતાની ધણીઆણી, દીકરા તથા દીકરાના ઉશતાદ અને તેના ખાનશામા ઉપર પત્રો લખ્યાં હતાં. તેને તેની ધણીઆણીને જનાનખાનાની અંદરની ગોઠવણ વિષે લખ્યું હતુ અને તેને ઉમેદ રાખી હતી કે તેના લેબાસની બાબતમાં તેણીએ કરકશર વાપરી હશે અને તેની બાંદીઓને સારી હાલતમાં રાખી હશે અને તે વસ્ત્ર વીનાનો થઇ પડયો હતો માટે તેની બાંદીઓ તેને માંટે કપડાં શીવીને તૈયાર રાખવા.

તેનાં દીકરાનાં ઉસ્તાદને તાકીદી કીધી હતી કે સારા સલુક રાખવાની મેહનત લે અને તેને ઉમેદ રાખી હતી કે તે પોતાની બંદગી કરવા કદી પણ ભુલ્યો ન હશે અને અત્યાર સુધીમાં તે ઘોડા ઉપર બેસવા તથા ભાળાની કશરત અને દોડતા ઘોડા ઉપર બેસી બંદુક મારવા શીખ્યો હશે.

તેણે પોતાના ખાનસામાને લખ્યું હતું કે ઘરનાં વહીવટમાં ઘણીજ કરકસર રાખે, દર રોજ વડા પ્રધાન આગળ જઇ ઉભો રહે, તેની તારીફ કરી તેને સાતમાં આસમાન સુધી ચહડાવે, તેની સ્ત્રીઓ તથા બાંદીઓ ઉપર ખુબ તકેદારી રાખે, અને જોતો રહે કે તેની ઘણીઆણી વારેઘડીએ હમામખાને જાય નહીં અને જ્યારે તે તથા તેની બાંદીઓ બાહેર ફરવા નીકળે ત્યારે તેણે તેઓની સાથે જવું. તેણે ઉમેદ રાખી હતી કે ખટપટી ઘરડી સ્ત્રીઓ, તેમાં અગત કરી યાઉદી સ્ત્રીઓને દાખલ કરવી નહીં અને જે ઓરડામાં સ્ત્રીઓનું બેસવું ઉઠવું થાય છે તેની દીવાલ સદા સાફ અને સમરાવેલી રાખી હશે. વલી તેણે હુકમ લખ્યો કે તેના કાળા ગોલામ ઝોહરને હવે પછી જનાનખાનામાં દાખલ થવા દેવો નહીં અને અગર તે તથા બીજી કોઇબી બાંદી એક બીજા સાથે કાંઇપણ અલપચારી કરે તો તેઓ બંનેને બાંધી મારવાં, અને છેલ્લે સરવાલે તેના ખાનસામાને તેણે ફરમાવ્યું કે આ કાસદ જે તેનાં કુટુંબને માટે સારા સમાચાર લાવશે તેને સારૂં ઇનામ આપે.

તે કાગળો વાંચી પાછી ઘરીઓ કીધી અને જેની ઉપર મોહર કીધેલી તેની ઉપર મોહર મેં ફરીથી કીધી અને તે કાસદને તે કાગલો પાછા આપ્યાં. તે કાસદ મોટાં ઇનામની ઉમેદ રાખતો હતો અને તેજ ઇનામ રખેને કોઇ બીજાને મળે તેથી રાત અને દીવસ મજલ કાપતો આવ્યો હતો. રસતામાં તેનો ઘોડો બીલકુલ થાકી ગયો હતો અને ચાલવાને અશક્ત થઇ પડયો તેથી એક કણબીનો ઘોડો જબરદસ્તીથી લઇ પોતાનો ઘોડો. ધીમે આસતેથી પોતાની પાછળ મંગાવ્યો હતો.

તે કાસદ અતી ઘણો થાકી ગયલો હતો તેથી થોડી ઘણી વાતચીત કરતાં ઉંઘઇ ગયો. તેને ઉંઘમાં પડેલો જોઇ મારા મનમાં લાગ્યું કે તેને ત્યાં પડતો મેલી તે ખાનશામા ઉપરના કાગજ લઇ હું પોતે જાઉં. તે શાએરની સઘળી તવારીખથી હું વાકેફ હતો અને ખરેખરૂં જોતાં તેની સાથે રહ્યાથી કેટલીએક રીતે તેના કામમાં સરીગત થયેલો હતો. તેથી હું વીચાર કરવા લાગ્યો કે તેને લગતી સર્વ હકીકત પેહેલાં કેહવાનો મારો હક છે. ઘોડો જેમ તે કાસદને પોતાનો કરી બેસવાનો હક હતો તેટલો મારો પણ હક હતો તે ઉપરાંત તેનો પોતાનો ઘોડો તેની પાછળ લાવવાને તે ગોઠવણ કરી આવ્યો હતો. એવો વીચાર કરી બેધડક તેના પાશામાંથી તે કાગલોનું પેકેટ બાહેર કાહડી તેમાથી ખાનશામા જોગનું પત્ર કહાડી લેઇ ઘોડા ઉપર સ્વાર થઇ તેને કાંટા ભોકી તેજ કરી ચાલતો થયો.

રસતાપર જતાં હું વીચારમાં પડયો કે આ કામ પાર પાડવાને કયો માર્ગ પકડવો તથા તે શાએરના કુટુંબમાં કેઇ રીતે દાખલ થવું કે તેથી મારી વાત મનાય તથા જે ઇનામ તે કાશદને મળવાનું હતું તે મને મળે. મેં ગણી કાહડયું કે તે કાસદની એક દીવસ આગમચ તે શાયરના ઘરમાં મારે જઇ પોંહોચવું જોઇએ અને જ્યારે તે કાસદ જાગી ઉઠશે ત્યારે તેનું ઘોડા વગર કેટલીએક વેગલાઇ સુધી ચાલવું પડશે અને તેનો ઘોડો જલદી આવી ન પોંહોચશે અને તે આવી જાય એમ બનવું તો મુશકેલ છે અને પગે ચાલતો આવી તે શાએરના છુટવા વીષેની ખબર જેની આગલ તે કહેશે તે કોઇ પણ માનનાર નથી અને એક વેળા જબરદસ્તીથી કોઇ કણબીનો ઘોડો તે ઘસડી લાવ્યો તેથી બીજીવાર તેને કોઇ આગળ ઉભું રાખનાર નથી તેથી મેં નિશ્ચય ઠરાવ કીધો કે શેતાબીથી તેહરાન તરફ જવું અને જેમ જાય તેમ તે ઘોડો વેચી નાખવો અને દરવીશનો વેસ કાહડી નાખી તે ગામમાં છાજતો સાધારણ વેશ પેહરવો અને તે શાએરના ઘર આગળ જઇ એવો દેખાવ દેવો કે ત્યાંના લોકો ખરેખરૂં માને કે હું એક કાશદ છું અને લાંબી મંજલ કાપતો કાપતો

આવ્યો છું. હું અને તે શાએર ઘણા દીવસ સુધી એકબીજા સાથે વસ્યા છૈયે અને તેના સંસારને લગતી હકીકત તથા મારી નજર આગળ બનેલી હકીકતથી હું પુરતો વાકેફ હતો તેથી મારી ખાતરી હતી કે તેના કુટુંબને તેના છુટકારાનો એહવાલ બરોબર સમજાવી શકીશ.

---

## પ્રકરણ ૧૫ મું.

### હાજીબાબા તેહરાન જઇ પોંહોચે છે અને તે શાયરને ઘેર જાય છે.

સવારના પહોરમાં તેહરાન શેહેરમાં હું શાહ અબદલ આજમના દરવાજા તરફથી જઇ પહોચ્યો અને તે દરવાજો ઉઘડતાને વાર તેમાં દાખલ થયો. અને ત્યાં ઘોડા વેચવાનું બજાર જે દરરોજ ભરાય છે તે બજારમાં તેજ વેલા ઘોડો વેચવા કાહડયો. તે કાસદની રજા લઇને હું તેહરાન જે ઝડપથી આવી પહોચયો તે ઉપરથી મેં સાબેત કરી આપ્યું કે તે જાનવર ઓસ્તવાર અને ઝડપથી ચાલનાર છે. પણ એક ઘોડાનો વેપારી જેની આગળ મારા ઘોડાને હું લઇ ગયો તેને તે ઘોડાને સારી પેઠે તપાસી મને કહ્યું કે તે ઘોડો તમામ એબ અને ખોડોથી ભરેલો છે તે સાથે જઇફ થયલો તેથી તેને પાંચ તુમાન તેના આપવા કહ્યા, અને મને ઉતાવલ ભારી હતી તેથી જે મલયું તે પર સુગરાના કરી તે કબુલ કીધા ને તે સોદાગરે હડી તુમાન રોકડા અને બાકીની કીમતનો પોતાનો અધમુવેલો થયેલો ગધેડો આપવા કહ્યો પણ તે લેવા મેં ના પાડી. ત્યારે તેને અડધા પૈસા થોડા દીવશ રહીને આપવા કહ્યા અને મને ઘણીજ ઉતાવલ હતી તેથી તેની સાથે રકજીક કરવાનું મેળી દેઇ બજારમાંથી એક કાળી ટોપી ખરીદ કીધી અને તે પેહરી દરવીશની ટોપી ફાડી નાખી. એવી રીતે હું તૈયાર થઇ તે શાએરના ઘર ભણી ચાલ્યો.

તે શાએરનું ઘર તેહરાંન શેહેરના ખુશનવા ભાગમાં બાંધેલું હતું. તેની આસપાસ ઝાડ પાન અને ફુલફલનો ભાગ બનાવેલો હતો, દાડમ, ચેનાર તથા બીજાં ભાતભાતનાં ઝાડો ત્યાં ઘણાજ રોનકદાર રીતે ઉગવેલાં હતાં. જોકે તે ઘેર રલીઆમની જગ્યાપર બાંધેલું હતું તોપણ ઘર ધણી ઘરમાં હાજર ન હતો તેથી તે ઘણુંજ અણગમતું દીસ્તું હતું. તે ઘરમાં કાંઇપણ દોડ ધાંમ દીસતી ન હતી અને જ્યારે પેલા ચોકમાં દાખલ થયો ત્યારે ત્યાં વસ્તીની કાંઇપણ નીશાન મને જે ઇનામ મળવાની ઉમેદ હતી તે એવા દેખાવથી થંડી પડી ગઇ, તે જગ્યા છોડી દરવાજાના મથાલા ઉપર જે મજલો હતો ત્યાં હું ગયો. ત્યાં પચાશ વરશની વયનો એક પુરૂષ ગાલીચા ઉપર બેશી ચીળમ પીતો હતો, અને આગળ જઇ જોઉંતો જે ખાનસામાને હું શોધતો હતો તેજ હતો. તેજ વેળા હું બોલ્યો કે સારા સમાચાર છે. ખાન હવે આવેછે. તે ખાનસામાન બોલ્યો તમે શું કહોછો? ખાન કીયો, તે ક્યાંછે?. અને ક્યારે આવશે?. મેં જ્યારે ખોલાશો કીધો અને તેની ઉપર લખેલું કાગલ તેને આપ્યું તે ખરી ગમગીની અને ખોટી ખુશાલી દેખાડતો હોય એમ દીસતો હતો તે સાથે તે ભારી ધાસ્તી અને અચરતી દેખાડવા લાગ્યો.

તે કેહવા લાગ્યો કે તમારી ખાતરી છે કે ખાન હૈયાત છે? મેં જવાબ દીધો કે મારી પક્કી ખાતરીછે કે તે હૈયાતછે અને આવતી કાલે સાંજ સુધીમાં બીજો કાસદ આવશે અને ખાન વીશે વધારે ખબર લાવશે અને તે પાદશાહ વજીર અને બીજા લોકો જોગના કાગલો લાવશે. એવું સાંભળીને તે વધારે ઘબરાટમાં પડી બકવા લાગ્યો અને તે બોલ્યો કે આતો ઘણુંજ અજબ સરીખું કામછે. અમારા શીર ઉપર કેવી ધુળ પડીછે! હું ક્યાં જઇશ? હું શું કરીશ?

જ્યારે તે સેહુજસાજ ઠેકાણે આવ્યો ત્યારે મેં તેને કહ્યું કે હાલ તરતતો બડબડ કરવાની વાત છોડી દેઓ અને મને તમે કેહવો કે જે સમાચાર સાંભળી તમને ખુશી થવું જોઇએ તેને બદલે તમે ગભરાટમાં પડયા છો એટલુંજ નહીં પણ તમે કાંઇ દુઃખમાં પડયા હોય તેમ દેખાવો છો. ત્યારે તે એટલુંજ બોલ્યો કે ખાન મરણ પામ્યો હશે. સર્વે કોઇ કહે છે કે તે મરણ પામ્યો છે. તેની બાયડીએ સ્વપ્નો દીઠો કે તેણીનો મોટામાં મોટો દાંત જે તેણીને ઘણું દુઃખ આપતો હતો તે પડી ગયો તે ઉપરથી તેણીએ અનુમાન કીધું કે તેનો ખાવીંદ મરણ પામ્યો છે તે ઉપરાંત પાદશાહે પણ એમજ ઠરાવ કીધો કે તે જીવતો હોયજ નહીં તે મરણ પામ્યો છે.

મેં કહ્યું કે જો તે મરણ પામ્યો હોય તેમજ તમે માનો. હું તો એટલુંજ કહું છું કે આસ્રાબાદ શેહેરમાં તે એક ખરેખરો મુસલમાન હતો અને તેને મને જોયાને છ દહાડા થયા નથી અને આવતા અઠવાડીયામાં તે તેહેરાન શેહેરમાં આવી પોંહોંચશે ત્યારે સર્વે કોઇ કબુલ કરશે કે ખાન કાંઇ મરણ પામ્યો નથી.

તે ખાનસામા બેઠા પછી કેટલોએક વખત ખ્યાલ તથા વીચાર કરી તે બોલ્યો કે "મારા શેઠના મરણનો ગપાતો અત્રે ફેલાયાથી શું શું બનાવો બન્યા છે તે જ્યારે હું તમને કહીશ ત્યારે હું જે મોટા ગભરાટમાં પડયો છું તેથી તમો અચરત થશો નહીં. પ્રથમ તો શાહે તેની સઘળી મીલકત જપ્ત કીધી છે. તેનું ઘર, ઘર માંહેલાં મરઘાં બકરાં ઇત્યાદી, તથા તેની સરકેસ્યન બાંદીઓ એ સર્વે પાદશાહના નાહના છોકરાને આપી દીધું છે, તેનું જે ગામ હતું તે વડા વજીરે રાખ્યું છે, ખાનની જગા મીરજા ફુઝુલને આપવાની છે, અને તેના દુઃખ પર ઢાંમ દેવા તેની બાયડી તેના દીકરાના ઉસ્તાદ સાથે પરણી ગઇ છે. તેથી તમેજ કહો કે ગભરાતમાં પડી અચરતીમાં પડવાને મને સબબ છે કે નહીં. મેં કબુલ કીધું કે તેણે જે કહ્યું તે પ્રમાણે તકરાર લેવી પણ તેટલાં મારા ઇનામનું શું કરવું. તે ખાનસામાએ કહ્યું કે ઇનામ મારી પાસેથી લેવાને તમારે ઉમેદ રાખવી નહીં કારણ કે તમે કાંઇ મારે માટે ખુશાળીના સમાચાર લાવ્યા નથી મારો શેઠ જ્યારે આવશે ત્યારે જો તમારી ખુશી હોય તો તેની પાસે માગજો. હું કાંઇ તમને આપી શકતો નથી.

મેં ઠરાવ કરી રાખ્યો કે જ્યારે તે શાએર આવી પહોંચશે ત્યારે તેની મારફતે કોઇ જગ્યા મેળવી આબરૂ ઇજત સાથે મારૂં ગુજરાણ કરીશ અને આજ સુધી જે તરકટો તથા દગલબાજી કરી મારૂં ગુજરાન કીધું છે તે સર્વેને તજી દઇશ, કારણ કે હલકા અને નીચ લોકોની સંગત ધરતાં હું કંટાળી ગયો હતો અને દુનીયામાં મારી માફકના હલકી તોખમના લોકોમાં દ્રવ્ય અને આબરૂ મેળવેલાના મેં એટલા તો દાખલા દીઠા હતા કે તેથી મને પણ ઉમેદ આવી કે હું પણ માતબર અને મોટા દરજ્જાનો ધણી થઇશ અને મેં મારા મનમાં કરી રાખ્યું હતું કે જ્યારે હું વડા પ્રધાનની ગાડીએ ચહડીશ ત્યારે આ રીતે હું ચાલ ચલાવીશ.

હું મારા મન સાથે બોલવા લાગ્યો કે શાહને મુખ્ય વાહલું આદમી ઈસમાઇલ બેગ કોટુગુ હતો તે કોઇ નહીં પણ તંબુ મારનાર અને એક ટોલાતી હતો. તે મારા કરતાં નથી ખુબસુરત કે નથી મારાં કરતાં કાંઇ તેને માટે વધારે સારૂં બોલાતું અને ચાબુક સ્વારના ધંધાની કોઇ વેળા જો પરીક્ષા કરવામાં આવે તો જે શખસ તુરાની લોકોમાં વસેલો અને રાત દીવસ જે ઘોડા ઉપર ફરેલો, સુતેલો અને લડત લડેલો તે કેવો પાર ઉતરશે તે માલમ પડશે. વળી નામદાર શાહનો વડો ખજાનચી જે છે તે કોણ છે? કોઇ નહી પણ એક ભાજીવાલાનો છોકરો છે. તે શાહની તીજોરીમાં સોનું રૂપું ભરી જાણે છે તેમ પોતાના ગજવાને વીશરતો નથી. જેમ

ભાજીવાળો શાહની નોકરી બજાવી શકે છે તેમ હજામનો છોકરો પણ બજાવી શકે બલકે હજામનો છોકરો લખવા વાંચવાનું જાણેછે અને તે તો બીલકુલ અભણ છે તેથી હજામનો છોકરો તેના કરતાં શરશ ઉતરે. એ ભાજીવાળો જે તેને ભાવેછે તે તે ખાય છે અને પીએ છે, દરરોજ નવો નવો પોશાક પેહેરેછે અને શાહે પસંદ કર્યા પછી આખા ઇરાન દેશની સુંદર નારીઓમાંથી તેને જે ગમેછે તેને તે પસંદ કરેછે, અને જોકે તેનામા મારાથી અડધી અકલ અને અડધી કાબેલ્યત નથી તેછતાં એટલી બધી છુટ તે ભોગવે છે.

હું એ પ્રકારના વીચારોમાં લપેટાયલો રહ્યો. પાદશાહના મેહલ તરફ જવાના રસ્તાના ખુણામાં એક મકાન હતું તેની દીવાળ સાથે અઢેલાઇને હું બેઠેલો હતો અને તે જગ્યા આગળથી ઉઠીને હું આગળ ચાલવા ગયો તે વેળા હું બુલંદ મરતબે પહોંચવાના જે વીચારો કરતો હતો તેથી આસપાસ શું શું બનતું હતું તે ઉપર મારૂં લક્ષ મુદલ દોડેલું ન હતું, તે સાથે મારા વીચારમાંને વીચારમાં હું એટલો તો આંધળો બન્યો હતો કે એક ટોળું જે ત્યાં જમાવ થયું હતું તે માંહેલા આદમીઓની વચ્ચો વચમાં થઇ મારા હાથ ફફડાવી મોટા જોશથી હું બાહેર નીકળ્યો, અને તે ટોળા માહેલા કેટલાક લોકો મને ઘુરકવા લાગ્યા, કેટલાએકો મને ગાળો દેવા લાગ્યા અને બીજાઓ મને એક ગાંડો પુરૂષ ગણવા લાગ્યા. પણ ખરેખર જ્યારે હું મારી સુદ્ધીમાં આવ્યો અને મારા ફાટેલા કપડાં અને મારી ભીખારી હાલત ઉપર નીઘા કરવા લાગ્યો ત્યારે ખરેખર મને તેઓની અચરતી ઉપર તથા મારી બેવકુફી ઉપર હશવું આવ્યા વીના રહ્યું નહી. તેથી હું તેજ વેળા કાપડ બજારમાં ગયો કે મેં મારી જીંદગીનું વરતુળ બદલી તેનો પેહલો માર્ગ જે સારો અને સુતરાઉ લેબાશ, તે પેહેરી પકડું.

તે ટોળામાંથી રસ્તો કાહડતા ત્રણ આદમીઓને મોટો ઝગડો કરતાં જોઇ ત્યાં હું અચક્યો. તેઓની આસપાસ જે ટોલું એકઠું થયું હતું તેમાં હું ભરાયો અને ત્યાં અખાડામાં પેલો ખેપ્યો જેને મેં ઠગ્યો હતો તે તથા એક કણબી ઘોડા વેચનાર સાથે ટંટો કરતા હતા અને મેં જે ઘોડો તેને વેચ્યો હતો તે ઉપરથી તેને હેઠલ ખેંચી કાહડયો.

તે કણબી બોલ્યો કે આ ઘોડો મારો છે.

તે કાસદે કહ્યું કે આ જીન મારૂં છે.

ઘોડાનો ધંધો કરનાર બોલ્યો કે ઘોડો તથા જીન બન્ને મારા છે.

હું કેવા ભારી જોખમમાં આવી પડયો હતો તે હવે મને સમજ પડી તેથી તે ટોલામાંથી છટકી જવાની મેં કોશેશ કીધી પણ એવામાં તે ઘોડાના સોદાગરે મને દીઠો. તેણે મારા કમરબંદમાંથી મને પકડયો અને તે કહેવા લાગ્યો કે આ આદમી પાસેથી મેં પેલો ઘોડો ખરીદ કીધો છે. જ્યારે તે કાસદે મને ઓળખ્યો ત્યારે એ ઝગડાનો સઘલો ભાર એક ભારી વાદળની પેઠે મારા શીર ઉપર આવી પડયો અને તેના જોર ભરેલા ભારથી ગોયા હું એકદમ દબાઇ ગયો. કાંઇપણ દયા વગર મારા કાન પર લુચ્ચા ચોર દગલબાજ એવી કીસમના શબ્દો આવી પડયા.

એક બોલ્યો કે મારો ઘોડો કયાં છે.?

બીજો બોલ્યો કે મારૂં જીન મને આપ.

ત્રીજો કેહેવા લાગ્યો કે મારા પૈસા મને પાછા આપ.

તથા એકઠા થયલા લોકો બોલ્યા કે એને કાજી પાસે લઇ જાવો.

મેં ઘણી પણ બુમ બરાડ પાડી સોગંદ ખાધા, સામે પણ થયો પણ તે સઘળું ફોકટ ગયું, ગમે એવી નરમાસ અને મીઠાસથી મેં વાત કીધી તેથી પણ મારૂં વળ્યું નહીં.

પેહેલી દશ મીનીટ તેઓ એક બોલ પણ મારો સાંભળે નહીં. દરેક જણ પોતાનું દુઃખ રડવા લાગ્યા. તે કાસદ એટલો તો રીસમાં આવ્યો કે તે પોતાના ગુસ્સાને લગામમાં રાખી શકયો નહીં. તે કણબી ઉપર ગુજરેલી ગેરઇનસાફી વીષે તે ફરીયાદ કરવા લાગ્યો અને તે ઘોડાના સોદાગરના મેં પૈસા લીધા તેથી તે ઝુરાબંધ ગાળો દેવા મંડી ગયો. એ રીતનો મામલો જોઇ એકની સાથે ધીરજથી વાત કરવા લાગ્યો, બીજાને પતાવવા માંડયો, અને ત્રીજાને ધમકી દેવા લાગ્યો. તે કાસદને મેં કહ્યું કે તમે એટલા બધા ગુસ્સે શા સારૂ થાવો છો? આ તમારૂં જીન જેવું જોઇએ એવું સાફ અને મજબુત છે તે લેવો, તમારેથી તેથી કાંઇ વધારે મારી પાસ મંગાવાય નહીં. તે કણબીને મેં કહ્યું કે તમારો ઘોડો મરી ગયો હોતે તોપણ તમે મારી પાસેથી કાંઇ વધારે માંગી શકતે નહીં. આ જે છે તે લ્યો અને તમારો રસ્તો પકડો અને ખોદાના શુકરાના કરો કે તે કાંઇ વધારે આપદા ભોગવતો નથી. તે ઘોડાના સોદાગરની સાથે મેં એટલા તો જોસથી તકરાર લીધી કે તેની મેં ખાતરી કીધી કે મને તેણે ઠગ્યો. તમે સારી પડે જાણો છો કે અત્યારસુધી તમે મને ઘોડાની કીંમતના અરધાજ પૈસા આપ્યા છે અને બીજા અરધાને માટે અધમુવા થયલા ગધેડાને મારે ગળે ઓલવવા માગતા હતા.

મેં તેને તે કીંમતના પૈસા પાછા આપવા કહ્યા પણ તે લેવા તેણે ના પાડી અને ઘોડાને તેને ત્યાં રાખ્યો હતો તેને રાખવાના પૈસા પણ માંગવા લાગ્યો તે ઉપરથી એક નવો ઝગડો ઉઠયો અને બંને પક્ષકારોએ લીધેલી તકરારથી કોઇની પણ ખાતરી થઇ નહીં ત્યારે અમોએ એક બીજાની રાજીથી તે વાંધાનો ચુકાદો કરવાનું કામ ગામના દારોગા ઉપર સોંપવા કહ્યું. દારોગો મોહલાના એક જાણીતા ચોકમાં પોતાની આફીસમાં બેઠેલો હતો અને તેની આસપાસ તેના હાથ હેઠલના અમલદારો બાંધી માર મારવાની લાકડીઓ હાથમાં ધરી ફરતા હતા. મેં પ્રથમમાં તકરાર ચલાવી અને મુકદમાની હકીકત તે દારોગાને સંભલાવી અને મને ઠગવાનો જે ખોટો વીચાર હતો તે મેં તેને બતલાવી આપ્યો. તે ઘોડાના સોદાગરે પોતાની તરફના જવાબમાં કહ્યુંકે તે ઘોડો મારો હતો નહીં અને તે ચોરેલો હતો તેથી તે ઘોડાને રાખવાનો ખરચ તેને આપવાનો હક નથી.

આ વાંધાથી તે દારોગો એટલીતો ગુચવણમાં પડયો કે તેથી તે બાબતમાં વચ્ચે પડવાને તેણે ના પાડી અને અમને કાજી સાહેબની અદાલતમાં જવાનો હુકમ કરવા જતો હતો પણ તેવામાં એક જઇફ તમાશગીરે કહ્યુંકે "એક સાદી બાબતને એટલીબધી ગુચવણમાં શા સારૂ નાખોછો. એ બીના એમછે જે તે ઘોડાની બાકીની કીમત જ્યારે આ હાજીને મલશે ત્યારે તે તેને રાખવાનો ખરચ જ્યાં સુધી તે ઘોડાના સોદાગરના સ્વાધીનમાં હતો ત્યાં સુધીનો તે આપશે."

ત્યાં ઉભેલા તમાશગીરો આ ખુલાશો સાંભળી પોકારવા લાગ્યા કે ખોદાની બરકત છે! ખોદાની બરકતછે! અને જોકે આ ઇનશાફ ખરો કે ખોટો થયો હોય તોપણ એ ચુકાદાથી તમાશગીરો એટલાતો અચરતીમાં પડયા કે અમારે શું સલાહસંપજથી રેહવું એમ બોલી તે દરોગાએ અમને રૂક્ષત આપી.

તે ઘોડાના શોદાગરને ઘોડાની ખરીદીના નાણા પાછા આપવામાં મેં કાંઇપણ ઢીલ કીધી નહી તેમજ તેની પાવતી પણ મને તેજ વખતે મલી હતી. એ રીતનું સઘળું નકી થયા પછી તે ઘોડાનો શોદાગર પોતાના મનમાં વમાશવા લાગ્યો કે અગર તે ઘોડાને રાખવાનો ખરચ મને મલી શકે પણ ઘોડો નહી મળે પછી મે જોઇએતો અડધી કીમત આપેલી હોય અથવા પુરતી આપેલી હોય તોપણ એ ઠરાવ તેને ઘણોજ અચરતી ભરેલો લાગ્યો. તે પોતાના મન સાથે વીચારતો જણાયો કે તે પોતે પણ ઠગાયો હતો અને મારા સારા ભાગ્યે તેનો

મારી ઉપરનો ગુસ્સો તે દરોગા ઉપર પડયો જેને તેને એક ઘણોજ પથરના માથાનો બેવકુફ કરીને લેખ્યો હતો.

## પ્રકરણ ૧૬ મું.

### તે ભવિષને માટે યુક્તિ કરે છે અને એક કજીઆમાં ગુચવાઇ જાય છે.

આ કંટાલા ભરેલા કામથી હવે હું મોકળો થયલો સમજવા લાગ્યો જે કામ મારે માથે હું પોતેજ લાવ્યો હતો તેથી હું આ થોડી મહેનતે તેમાંથી મોકળો થયો માટે મારે મનસે હું ભાગ્યવાન સમજવા લાગ્યો. હું ફરીને એક વાર કાપડ બજારમાં ગયો અને મારો શોખ એક લાલ રંગનો ડગલો પેહેરવાનો હતો તેથી તેવા રંગનું કપડું એક કાપડયાની દુકાન પરથી ખરીદ કરવા તેવી એક દુકાન ઉપર હું ગયો. એવા રંગના પેહરવેસને ઘણું માન મળતું હતું તેથી મેં વીચાર્યું કે હું જો તેવો પેહરવેશ પેહેરીશ તો મને પણ માન મળશે. તે દુકાનદારે મને પગથી માથા સુધી જોઇને કહ્યું કે તે જાતનું કપડું તમને કોણને સારૂ જોઇએ છે? અને તેની કીંમત કોણ આપશે?

મેં જવાબ દીધો જે અલબતે મારે સારૂં. "શું તમારા સરખા ભુખડી બારસ એવો ડગલો પેહેરવા માગે છે?" તે દુકાનદાર બોલ્યો "માત્ર મીરઝા અને ખાનની પદવી ધરાવનાર શખસો તેવા ડગલા પેહેરે છે અને મારી ખાતરી છે કે તમે કાંઇ તેવા મહાન પુરૂશ નથી." હું તેને મોટા તીરસકારથી જવાબ આપવા જતો હતો એટલામાં એક દલાલ પેહેરેલા કપડાંનો ગાંસડો લેઇને તે રસતેથી જતો હતો. મેં તેને બોલાવ્યો તે જોઇને તે દુકાનદારે મને પાછો બોલાવવાને ઘણી મીનત કીધી કેમકે તે પોતાના મનમાં પસ્તાયો કે એટલી લાહેરી કરીને મને પોતાની દુકાનેથી ગોયા હાંકી કાહડયો. તે ફેરીયો હતો અને બુમ મારી પોતાનો માલ વેચતો હતો. હમે એક મોટી મશજીદના દરવાજાના ખુણા આગળ ગયા અને ત્યાં તે દલાલે પોતાનો ગાંસડો ઉતારી પોતાની પાસેનો માલ મને બતલાવવા લાગ્યો. તેણે મને એક રેશમી વાસકુટ બતલાવ્યું તેની કીનારીએ રંગીન લેસ જડેલી અને સુનેરી બટંનો ભેરવેલા હતા. મેં તેની કીંમત પુછી ત્યારે તો દલાલે તે પેહરવાશની તારીફ આકાશ સુધી કીધી અને મને પણ મારા શોખને ખાતર તાડ ઉપર ચડાવ્યો અને શોગંદ ખાઇને કહ્યું કે પાદશાહની એક વાહલી બાંદી તે લેબાશ પેહરતી હતી. તેણીએ માત્ર બે વાર તે લેબાશ પેહેરયો હતો. તે વાસકુટ મને પેહેરાવીને મારી આસપાસ ફરી ફરીને તે જોવા લાગ્યો. તે વાસકુટ મને ઘણું પસંદ પડયું તેથી તેને મળતી એક શાલ પણ મને ખરીદ કરવાનો શોખ થયો અને તે ઉપરથી તેણે મને એક પુરાણી કાશમીરી શાલ કાણાં અને રફુથી ભરેલી હતી તે બતલાવી અને તેને પોતાની ખાતરીથી કહ્યું કે તે પાદશાહના જનાનખાના માહેલી એક બાનુની તે શાલ બતલાવી પણ મારો શોખ તે કાશમીરી શાલ ઉપર વધારે દોડયો તેથી તેના કાણાં તથા રફુવાળો ભાગ અંદરની ઘડીમાં લઇ તે શાલ મેં મારી કમરે વીટાળી અને મારો લેબાશ સંપુરણતા ધરાવે તેવો લાગવા સારૂ મને એક કટાર તેમાં ખોસવા ગમી. તે દલાલે તે પણ મને આપી અને એ રીતનો પેહરવેશ પેહરી હું તૈયાર થયો ત્યારે તે દલાલે મને ખાતરીથી કહ્યું કે તમારા કરતાં વધારે રૂપાળો અને એસકી સખશ આખા તેહેરાન શેહેરમાં મળનાર નથી.

એવો લેબાશ પેહેરીને હું ચલકતો ધમકતો થયો તો ખરો પણ જ્યારે તેનું દામ મુકરર કરવાનો વખત આવ્યો ત્યારે મારા હોંશલા લેવાયા તો ખરા. તે દલાલ મને પોતાની સચ્ચાઇ

બતલાવવા લાગ્યો અને તેણે કહ્યું કે હું કાંઇ બીજા દલાલોની પેઠે નથી કે જેઓ પચાશ કહીને પચીશ પર આવે તેથી હું જે કહું તે તમારે સાચું કરી માનવું જોઇએ. ત્યારે તેણે તે ડગલાના પાંચ તુમાન, શાલના પંદર તુમાન, અને કટારના ચાર તુમાન મારી પાસે માગ્યા યાને બધા મલીને ચોવીસ તુમાન માંગ્યા.

આ કીમત સાંભળીને મારી ખુશાલીતો દબાઇ ગઇ કારણ કે મારી પાસે વીસથી વધારે તુમાન હતા. નહી, એ સબબને લીધે તે નવો પહેરવેશ મારા દીલમાંથી કાહડી નાખવા માંડયો અને મારા પુરાણા કપડાં લેવા જતો હતો એટલામાં તે દલાલે મને અટકાવ્યો અને તે બોલ્યો કે "કદાચ તમે એ કીમત કાંઇએક ભારી સમજોછો પણ મારા ગળાના અને તમારા જીવના સોગંદ ખાઇ હું કહું છું તેટલીજ કીમતે એ પેહેરવેશ મેં ખરીદ કીધોછે, તોપણ મને કેહેવો કે તમે શું આપશો? મેં કહ્યુંકે એટલો ભારી ભાવ આપી તમારી પાસેથી તે પેહેરવેશ મારાથી ખરીદાએ તે બનવું મુશકેળ છે, પણ અગરજો તમે પાંચ તુમાન લેવાને કબુલ થાઓ તો હું તેનો ખરીદદાર થઇ શકશ, એ કીમતે વેચવા તેને ધીક્કાર સાથે ના પાડી, તે ઉપરથી તેના પહેરાવેલાં કપડાં મારાં દીલ પરથી કાહડી નાખી તેને હવાલે કીધા. તેને તે કપડાંનું બંડળ કરવા માંડયું અને હું ત્યાંથી જવાની તૈયારીમાં હતો એટલામાં તે ફરીથી બોલ્યો કે "હું તમારી સાથે દોસ્તીમા રહેવા માગું છું અને જે કામ હું મારા ભાઇને માટે નહી કરૂ તે તમારી સાથે કરવા માગુછું. એ પેહેરવેશના દસ તુમાન આપો. તેટલા પણ તુમાન આપવા મેં ના પાડી અને તેના ભાવ સંબંધી રકજીક થવા લાગી. અંતે છ તુમાને વેચવા તે કબુલ થયો ત્યારે એક તુમાન મારી તરફથી પાન શોપારીનો વધારે આપી તેની પાસેથી તે લેબાશ ખરીદ કીધો.

તે વેચી ચાલતો થયો અને મેં તે કપડાંની ગાંસડી બનાવી એવી ધારણાથી કે પેહેલાં હમામખાનામાં જઇ ત્યાં તે નવો પેહરવેશ પેહરવો. રસ્તે જતાં મેં એક જોડી ઉંચી એડીની લીલી સપાટ, બલ્લુ રંગનો ખમીશ, અને આતસ્યા રંગનો પાયજામાં ખરીદ કીધા. તે લઇને હું હમામખાનામાં ગયો અને એક ખુણામાં જઇ મારાં જુનાં કપડાં કાહડી તેજ ખુણામાં નવાં કપડાંની ગાંસડી આગળ મેલ્યાં. મારી સાથે હમામખાનાનું એક આદમી લીધું હતું તેણે મને નાહવાની તથા શરીરને ખુસ્બો લગાડવાની તથા ચંપી કરવાની તથા કપડાં નવાં પેહરવાની મદદ આપી હતી. હું સઘલી પ્રકારે તૈયાર થયાબાદ તે આદમી જેને દલાક કરી કહે છે તેણે મારા હાથમાં આરશી આપી. તેમાં મારી શીકલ બીલકુલ બદલાઇ ગયેલી લાગી. મારાં નવાં કપડાંએ તથા કમરે કટાર મારી પોહલી છાતી ફરાકશીનો પતલી કમર અને કંમરે બાંધેલી સાલથી કોઇ અમીર બચ્ચો દીશવા લાગ્યો. મારો એવો દમામ જોઇને તે દલાલ કહેવા લાગ્યો કે "આજરોજે તમે હમામખાને નવાં કપડાં પેહરવા આવ્યા તેથી મને ઘણી ખુસી ઉપજી છે કારણ કે થોડોજ વખત થયો એક ખાન અતરે નાહી નવાં કપડાં પેહરી ગયો હતો. તે કેહતો હતો કે શાહે તેને એક કીંમતી શરપાવ ભેટ કીધો હતો સબબ કે ઇશફાંન તરફથી પેહલી મોસમના તરબુજ તેજ પેહલાં પાદશાહને નજર કરવા લાવ્યો હતો. તે શરપાવ પેહરવાનો સુભ દીવસ આજ રોજનો છે એમ જોશીએ મુરત જોઇ તેને બલામણ કીધી હતી." એ વાત સાંભલીને મને ઘણી ખુશાલી ઉતપંન થઇ અને તેની લેહેરમાં તે દલાલને સારૂં ઇનામ આપ્યું અને મારાં પુરાણાં કપડાંનું બંદલ પણ તેને આપી ભપકામાંને ભપકામાં ત્યાંથી બાહેર પડયો.

# પ્રકરણ ૧૭ મું.

## તે શાયર બંદીખાનેથી પાછો ફરે છે તેથી હાજીબાબાને શું શું થાય છે.

હું તે શાયરના ઘર તરફ ચાલ્યો એવી ઉમેદથી કે તેને વિષે મને કાંઇ ખબર હાથ લાગે. તેના ઘરના દરવાજા આગળ લોકોની એ ભીડ એકઠી થયેલી હતી અને મને જલદીથી ખબર મલી કે તે તરતનો જે ઘરમાં આવેલો હતો તે ઘરમાં બારણાને રસ્તે દાખલ ન થયો હતો પણ છાપરાંને રસ્તે થયો હતો, કારણકે જે આદમીને ગુજરેલો લેખ્યામાં આવેલો તે જ્યારે જીવતો પાછો ઘર આવે ત્યારે બારણાંને રસ્તે નહીં પણ છાપરાંને રસ્તે ઘરમાં દાખલ થાય એવો રીવાજ ઇરાનમાં ચાલુ છે.

જલદીથી તે લોકોની ભીડમાં હું ભરાયો અને જે ઓરડામાં તે શાયર બેઠેલો હતો તે ઓરડામાં હું દાખલ થયો અને તે સહીસલાંમત પાછો ફરયો તેની મોટા હરખ સાથની મેતેને મુબારકબાદી આપી, પણ તેણે મને ઓલખ્યો નહીં અને જોકે હું કોણ હતો તે વીષે મેં ખુલાસો કીધો તોપણ મને નવા અને ચલકતા લેબાશથી પેહરેલો દીઠો તેથી તે ઓલખી શકયો નહીં કારણકે જ્યારે તેણે મને પેહલી વાર દીઠો હતો ત્યારે હું ચીંથરેહાલ હતો.

તેના ઓરડામાં જુદી જુદી કીસમના લોકો એકઠા થયા હતા. તેમાં તેના આવ્યાથી કેટલાકતો ઘણાજ ખુસી થયા હતા અને બીજા નીરાશ થયલા લાગતા હતા. જેઓ તેને મુબારકબાદી આપવા નીકળ્યા હતા તેઓમાં મીરઝા ફુઝુલ નામનો એક સખસ હતો. તે શાયરની જગ્યા પર તેને મુકરર કીધેલો હતો. તે વારંવાર બોલતો હતો કે તમારી જગ્યા ખાલી છે અને અમારી આંખોને રોસની મળી છે. અંતે એક ભારી ગડબડનો આવાજ સાંભળવામાં આવ્યો, દરવાજા ઉઘાડયા અને જાહેર કરવામાં આવ્યું કે પાદશાહ જનાબની તરફથી એક અમલદાર આવ્યો છે. તેને તે શાયરને ફરમાવ્યું કે જેમ શીતાબીથી બને તેમ પાદશાહની હજુરમાં આવવું. તે મેં મુસાફરીના જે કપડાં અને લેબાસ પેહેરેલો હતો તેજ લેબાસે ત્યાંથી તે ઉઠયો અને પાદશાહની હજુરમાં તે ગયો. તેને એક તરફથી એક રસ્તો લીધો ને બીજા લોકો બીજે રસ્તે ચાલતા થયા. હું પણ ત્યાંથી બાહેર પડયો અને મેં ઠરાવ કીધો કે બીજે દીવસે તેને પાછું મળવું. પણ જ્યારે હું તે ઘરના ચોકમાંથી બાહેર નીકળતો હતો ત્યારે મને નાજર મલ્યો અને આગળ કહ્યા પ્રમાણે મારી સાથે તેને વાતચીત કીધી. તે શાયરના આવી પોંહચ્યાથી તે નાજર મોટા સંતાપમાં આવી પડયો હતો. મેં તેને કહ્યું કે ખોદાના કરવાથી મેં તમુને આગમચથી કહ્યું હતું કે ખાન જીવતો છે, તેને એક હાય મારીને કહ્યું કે હા ભાઇ તેં જે કહ્યુંતે ખરૂં ઉતર્યું. તે જીવતો છે અને તેની ઉમર દરાજ થાયે પણ ખોદા સાહેબ મોહટો છે અને એવી રીતના બે ત્રણ શબ્દો બોલી ફીકર ચીંતા અને દુ:ખથી ભરપુરનો દેખાવ દેઇ મારી આગળથી ચાલતો થયો. તે દીવસનો બાકીનો વખત મેં રઝલીને તથા હવામાં કાંપીને કાહડયો. હું બજારોમાં ફરવા લાગ્યો, મશીદોમાં ગયો અને ભામટા લોકો જેઓ એવા શેહેરમાં રઝળતા રખડતા ફરેછે તેઓની સાથે હું પણ રખડવા લાગ્યો, તેમાના સંખ્યાબંધ લોકો પાદશાહના મેહલના દરવાજા આગળ સદ મલી આવેછે જાબજા તે દીવસે તે શાયરના પાછા આવી પહોંચવાની તથા તેને શાહે આવકાર આપયો તેનીજ વાતો ચાળવા લાગી. કેટલાએક લોકો બોલવા લાગ્યા કે તેના આવી પોહોંચવાની ખબર જ્યારે નામદાર શાહાને કહી ત્યારે તેને કહ્યુંકે એમ કાંઇ બને નહીં, તે વાત ખોટીછે, તેતો મરણ પામ્યો છે અને તેમજ હોવો જોઇયે. બીજા લોકો બોલવા લાગ્યા કે એ ખબર સાંભળીને પાદશાહ ઘણો ખુશી થયો હતો અને તે ખબર લાવનારને દશ તુમાન બક્ષીશ આપવાનો તેને હુકમ કીધો.

તો પણ ખરેખરી બીના એ હતી કે તે શાએર સજીવન થયાથી પાદશાહ નાસીપાસ થયો હતો કારણ કે તેના ઘર તથા માલમતા સંબંધી પાદશાહે જે ગોઠવણ કરી રાખી હતી તે સઘળી ભાંગી પડી તેથી તે શાએરને સારો આવકાર આપવાને તે ખુશી હતો નહીં. પણ સાએર પાદશાહની ખસલતથી પુરતી રીતે વાકેફગાર હતો અને તેને કેવી કીસમના બેતો પસંદ છે તે તેને ખબર હતી તેથી જ્યારે તે તુરકી લોકોમાં કેદ પકડાયલો હતો તે વેળા બંદીખાનામાં કેટલાક બેતો પાદશાહની શીફતના તેને જોડી કાહડયાં હતાં. તે બેતો ઘટતી વખતે પાદશાહની આગળ ગાઇ સંભલાવ્યા અને તેની મેહરબાનીની ભરતી જે તેની વીરૂધ પુરતા જોસથી દોડતી હતી તે પેલા બેતો ઘટતી વખતે ગાયાથી તેની તરફેણમાં દોડવા લાગી. ટુકમાં બોલ્યે તો તેની મેહનતના અવેજમાં સોનાથી તેનું મોહડું ભરી મીઠું કીધું અને મોટી કીમતનો સરપાવ આપ્યો તથા તેનો ઓધ્ધો તથા તેની માલમતા તેને પાછી બક્ષી.

આ મારા કરી લીધેલા મુરબ્બીને ફરીથી મુબારકબાદી આપવાને કાંઇ પણ વીલંબ મેં લગાડયો નહીં અને તેની કચેરીમાં હાજર થવાને એક પણ દીવસ ચુકયો નહીં. મેં જ્યારે જોયું, કે તે મારી તરફ મેહરબાનીની ભરેલી નજરથી જોય છે ત્યારે મેં તેને મારી વ્યવસ્થાથી વાકેફ કીધો અને તેને અરજ કીધી કે યા તો મને તેના પોતાના ઘરમાં અથવા તો મીત્રને ત્યાં એક ખીદમતગાર તરીકે રાખવો. રફતે રફતે મને માલમ પડયું કે તેનો નાજર અથવા ખાનસામા તે શાએરની ગેરહાજરીમાં તેનું કેટલુંએક નાણું ઉચાપત કરી તેના શેઠ સાથે દગો રમ્યો હતો અને તે દગો પકડાઇ જાય તેની ધાસ્તીનો માર્યો તે ઉદાસ દીલથી ફરતો હતો અને હું ઉમેદ રાખતો હતો કે અંતે તે નાજરની જગ્યા ઉપર હું રહીશ. તે શાએરના ભલાંની વાતમાં હું મોટો ભાગ લેતો હતો તેથી તેના ખીદમતગારનાં દગા સંબંધી જેબી બીના હું જાણતો હતો તે સદા તેને જાહેર કરતો. તે છતાં પણ હું મારી મુરાદમાં નીશફળ થયો કારણકે તે શાએર યાતો તેના ખીદમતગારની ખશલતથી પુરતો વાકેફ હોય કે યાતો તે નાજરે પોતાના નીર્દોષપણાની શાબેતી આપ્યાથી તે શાએર મારી ચાલને શક ભરેલી ગણતો હોય તે મને ખબર નથી; પણ આટલી વાત તો ખરી છે કે તે ખાનશામાનને તે શાએરે તેની જગ્યા ઉપર કાયમ રાખ્યો અને મને દરેરોજ તેની કચેરીમાં જવું પડયું હતું.

અંતે એક દીવશે સાએરે મને પોતાની હજુરમાં બોલાવ્યો અને મને કહ્યું કે રે મારા દોસ્ત હાજી, જ્યારે આપણે તુરાની લોકોના હાથમાં કેદ પકડાયલા હતા તે વારે તમારી મેહેર હતી તે વિષે મેં કેટલી વાર તમારો ઉપકાર માન્યો છે તે તમને સારી પેઠે ખબર છે અને હું તમારૂં તે વખતનું હેશાન હજુર સુધી વીસર્યો નથી તેની સાબેતી આપવા માગું છું. મેં આપણા પાદશાહના વડા હકીમ મીરઝા અહેમેકને તમારે સારૂ ભારી સીફારસ કરી છે કેમકે તેને એક ખીદમતગાર જોઇએ છે અને મારી ખાતરી છે કે અગરજો તમે તેની અચ્છી સેવા બજાવશો તો તમુને હકીમું શીખવશે અને પૈસો પેદા કરવાનો માર્ગ દેખાડશે. તમે માત્ર તેની હજુરમાં જાઓ અને કેહજો કે મેં તમને મોકલ્યા છે અને તેજ વેળા તે તમને કાંઇ કામકાજ સોંપશે.

મારી મનશક્તિ વૈદરાજનો ધંધો ચલાવી શકે એવી ન હતી અને પેલા દરવીશે કહેલી વાતો યાદ કરતા હકીમને હું ઘણી તીરસકારની નજરે જોવા લાગ્યો હતો, પણ મારી હાલત દીન પર દીન ઘણીજ નબળી થવા માડી. મારા ગજવામાં ખરચવા માટે એક દીનાર પણ રહ્યો નહીં તેથી તે એહમક હકીમજીને ત્યાની ચાકરી કબુલ રાખ્યા વીના મને કોઇ બીજો દીરગ સુજ પડયો નહીં. તેથી બીજે દીવસે હું તેના મકાન તરફ ગયો. તેનું ઘર પાદશાહના મેહલના પડોશમાં હતું અને હું જ્યારે એક ઉજડ અને જુફતા ચોકમાં દાખલ થયો ત્યારે

કેટલાએક દરદીઓ જેઓ દેવાલને અઢેલીને બેઠેલા હતા, બીજાઓને તેમના મીત્રોએ પકડેલા તથા બીજાઓ હાથમાં દવાની સીસીઓ લઇને આવેલાં હતા અને તે હકીમ જનાનખાનામાંથી બહાર આવે તેની રાહ જોતાં હતાં. હું એક બારી જે ઉઘાડી હતી ત્યાં ગયો અને જેઓને હકીમના ઓરડામાં દાખલ થવાનો હક ન હોય તેઓને ત્યાં ઉભા રાખતા હતા. અને ત્યાં જ્યાં સુધી મને તે હકીમ બોલાવે ત્યાં સુધી હું ઉભો રહ્યો. તે ઓરડામાં કેટલાએક આદમીઓ હતા જેઓ તે હકીમને માન આપવા આવ્યા હતા, કારણ કે દરેક સરકારી અમલદારને માન આપવા જે લોકો આવે તેઓને માટે એક હલાયદો ઓરડો રાખ્યામાં આવે છે તેઓ સાથે વાતચીત કરતાં મને માલમ પડયું કે આ સંસારમાં આપણો વધારો કરવા સારૂ મોટા માણસોની દરેક ચીજની સીફત ગાવી જરૂર છે, પછી તેનો કુતરો કે બીલાડો હોય તો શું થયું? તે સાથે એવું કોઇ આદમી હોય કે જેનું બોલેલું માતબર લોકો સાંભળે તેની પણ તારીફ કરવી આપણને સજાવાર છે. મેં અત્યાર સુધી કેટલું દુ:ખ ખમ્યું હતું તે ઉપર મેં વિચાર કીધો અને ગણત્રી કરવા લાગ્યો કે જેમ બીજા લોકોની હું ખુશામત તથા તારીફ કરૂં છું તેમ લોકો મારી તારીફ અને ખુશામત ક્યારે કરશે? એટલામાં તે બારી આગળ આવીને બેઠો અને તે દીવસનું કામ તેણે શરૂ કરવા માંડયું.

તે હકીમ એક જઇફ આદમી હતો તેની એક આંખ મગજમાં પેસી ગયલી હતી. તેના ગાલના હાડકાં મોટાં હતાં અને દાઢી ટુંકી હતી તે કમરમાંથી અતીઘણો વાંકો હતો. તે દરદીઓને થોડું થોડું પુછીને તેઓની હકીકત સાંભળે ન સાંભળે અને કોઇ બીજી ચીજ ઉપર ધ્યાન આપતો હોય એમ દીસતો હતો, જે લોકો તેની પાસે દવા લેવા આવ્યા હતા તેમની થોડી ઘણી હકીકત સાંભળીને તે મારી તરફ જોવા લાગ્યો અને મેં તેને કહ્યું કે જે શખસને માટે સાહેબે તમને ભલામન કીધી હતી તે હું છું. ત્યારે તેણે એક બે મીનીટ મારા ચેહેરા ઉપર તાંકી રાખીને જોયા કીધું, અને પછી મને કહ્યું કે થોડીવાર થોભો મારે તમારી સાથે એકાંત વાત કરવી છે. ત્યારપછી જલદીથી ત્યાંથી તે ઉઠયો અને એક હલાયદો નાનો ઓરડો હતો ત્યાં મને બોલાવ્યો તે બધી તરફથી બંધબસ્ત હતો.

---

## પ્રકરણ ૧૮ મું.

### હાજીબાબા પાદશાહના હકીમને ત્યાં ચાકરીમાં રહે છે અને કેવી રીતે તે હકીમ તેની પાસે ચાકરી કરાવે છે તે વિષે.

તે હકીમે મને તે ઓરડામાં બોલાવ્યો અને મને બેસવા કહ્યું, મેં ઘણોજ તવાજાથી તથા જેમ એક મોટા આદમી આગળ નાના મરતબાના આદમીને જવું પડે છે અને જે ઢપનું માન તે મોટા આદમીને આપે છે તે પ્રમાણે મેં તેને માન આપ્યું. તેણે મને કહ્યું કે તે શાએરે મારી ઘણી તારીફ તેની આગળ કીધી હતી અને મારી સમજ તથા અક્કલ એટલી તો સારી છે કે મારી ઉપર ઇતબાર લાવવાને કાંઇપણ આંચકો ખાધો નહીં. તે ઉપરાંત આ સંસારનો મને ઘણો સારો અનુભવ હતો તથા હરેક કામને પાર પાડવા સારૂ તરેહવાર તદબીરો કરી જાણતો હતો, અને જે કામ છુપું રાખવાનું હોય તથા ઘણી હોશીયારી રાખવી હોય તેવું કામ જો મને સોંપવામાં આવે તો હું તે કામ ઉપર જેટલી જોઇએ એટલી અક્કલ ખરચી તે પુર્ણ ફતેહથી બજા લાવતો હતો. જેમ જેમ તે મારી તારીફમાં બોલતો તેમ તેમ હું તેને નમતો હતો અને મારા હાથ જોડી રાખતો હતો, ત્યારપછી તે બોલ્યો કે "આ ઘડીએ તમારા સરખા ચંચળ માણુસની મને ઘણી જરૂર છે અને મારા

મીત્ર સાએરની સીફારસ ઉપર હું મોટો ઇતબાર રાખું છું તેથી તમારી ચાકરીનો ઉપયોગ કરવા સારૂ મારી ધારણા છે. અને અગર જો તમે મારી ઉમેદ પ્રમાણે તે ચાકરીમાં નીવડશો તો તમે સત્ય કરી જાણુજો કે તેથી તમને ફાયદો થયા વિના રહેશે નહીં અને તમારી ચાકરીનો ગુણ હું વીસરનાર નથી."

ત્યારબાદ તેણે મને પોતાની નજદીક બોલાવ્યો અને કોઇ સાંભળે નહીં તેમ ઘણાજ ઇતબારી ભરોસાથી તેણે મારા કાનમાં કહ્યું કે "રે હાજી તમારે જાણવું જોઇએ કે ફરંગીસ્થાન તરફથી આપણી દરબારમાં એક એલચી આવ્યો છે. અને એના રસાલા સાથે એક હકીમ પણ આવ્યો છે. એ કાફરે અત્રે આવતાંને વાર મોટી તારીફ મેળવી છે. તે જે રીતે દરદીઓની દવાઇ કરે છે તે અમને બીલકુલ નવી માલમ પડે છે. અને એક પેટી ભરીને કેટલીએક દવા એવી તો લાવ્યો છે કે અમને કોઇને પણ તેના નામ આવડતાં નથી, તે કેટલીએક બાબતો જાણવાનો ફાંકો રાખે છે કે જે ઇરાન દેશમાં કોઇપણ આદમી જાણતું નથી અથવા કોઇએ તે વિષે એક શબ્દ પણ સાંભળ્યો નથી. ગરમીથી અથવા સરદીથી થયેલા દરદો વિષે કાંઇ પણ તે ફરક રાખતો નથી. તેમજ દવા ગરમ હોય કે થંડી હોય તેની પણ તે દરકાર રાખતો નથી. જો કે અસલના યુનાની હકીમો એ બાબતમાં ઘણીજ તાકીદ રાખવાની ભલામણ કરી ગયા છે અને થંડી દવા દાખલ પારો વાપરવામાં લેછે. અને પેટમાંથી પવન કાઢવા સારૂં નસ્તર ભોંકે છે. અને વધારે અફસોસ ભરેલું એછે કે સીતળાના રોગને ગાયનો ચેપ શરીરમા દાખલ કરી બીલકુલ કાઢી નાખવાનો ફાંકો રાખે છે. એ શોધ તેઓના એક ફીલસુફે થોડીએક મુદત થઇ શોધી કાઢી છે વાસ્તે રે હાજી એ કંઇ દુરસ્ત નથી. સીતળાથી કરીને મેં કેટલુંએક નાણું પેદા કીધું છે અને એક કાફર અત્રે આવી આપણ સર્વેને ઢોરની પેઠે ગણી અમારી કમાઇને તોડવા માંગે છે, એમ બનશે નહીં! અમારા મોહમાં આવેલી રોટી તેઓ કાઢી લેવા માંગે છે તે થવા દેનાર નથી. પણ જે સબબને લીધે તમારી મદદ લેવી જરૂરની છે તે નીચે પ્રમાણે છે. બે દીવસની વાત ઉપર મોટો વજીર કંઇ અજબ જેવા રોગથી માંદો પડયો. અને મારા સાંભળવામાં એવું આવ્યું કે તેણે કાચી કાકડી સરકા તથા ખાંડમાં બોળી હદથી જ્યાદા ખાધી હતી. તે વાત ફરંગીઓના એલચીના કાન ઉપર આવી. બલકે જે વેળા વડો વજીર જમવા બેઠો હતો તે વેળા તે એલચી હાજર હતો, તેથી સાંભળતાંને વાર તેની દવા કરવા સારૂ પોતાના હકીમને મોકલ્યો. એવું માલમ પડે છે કે તે વડા વજીર તથા એલચી વચ્ચે થોડુંએક સુધી મીનાકેસો ચાલતો હતો અને તે એલચી ઇરાનના શાહ પાસે કેટલાએક હકો માંગતો હતો તે ઇરાનના લાભ તરફ નેગાહ રાખી પાદશાહે તેને આપવા ના પાડયા હતા. તેથી તે એલચીના દીલમાં ઘણો ક્રોધ હતો. તેથી તેણે રાજી કરવા સારૂં તે હકીમની દવા તે વજીરે લીધી હતી અગરજો એ બનાવની વાત મને જલદીથી માલમ પડતે તો આ કાફર લોકો માંહેલા હકીમને આપણી દરબારમાં દાખલ થવા દેતે નહીં, પણ તે વૈદે દવા આપવામાં એક પળનો પણ વિલંબ લગાડયો નહીં અને દવામાં તો એક નાની સ્વાદ વિનાની ગોળી હતી. મારાં ભાયગે બધી તરફથી ખબર મળી છે કે તે ગોળીથી અચરત સરખો ગુણ થયો છે. તે વડા વજીરને એ ગોળીથી એટલો તો આરામ થયો કે તે ગોળીની ખુબી સીવાય બીજી કશી ચીજની તારીફ કરતો નથી. તે કહે છે કે એ ગોળીએ મારા હાડમાંથી તે આંગળાંનો નખ સુધીની સરદીને ખેંચી કાઢી. અને હાલ નવું કૌવત અને નવું જોર મને એટલું તો આવ્યું છે કે ઘડપણ તો હું જાણે વીસરી ગયો છું, અને આપણા પાક રસુલે ફરમાવેલી બાયડી કરવાની સંખ્યા જેટલી બાયડીઓ કરવાનો મારો શોખ થાય છે પણ એ ફરંગી વૈદથી

થતી ખરાબી અહીંયાંજ અટકતી નથી. એ ગોળીની તથા એ ફરંગી વૈદની સ્તુતી આપણી દરબાર સુધી જઇ પોંહોચી છે, અને આજરોજે દરબાર ભરતાંને વાર એ ગોળીના ચમત્કારીક ગુણો વિષે પાદશાહે વાત કહાડી હતી. પાદશાહે તે વડા વજીરને બોલાવ્યો અને તેના દરદ વિષે જે આગળ કહેવામાં આવ્યું હતું તે ફરીથી તેના મોઢે કહેવાને અરજ કીધી. અને જ્યારે તે વજીરે તે દવાની ચમત્કારીક ખુબી વિષે કહી સંભળાવ્યું ત્યારે આખી મીજલસમાંથી તારીફ તથા વાખવાખીના અવાજો નીકળ્યા, ત્યારપછી નામદાર પાદશાહ મારી તરફ જોઇને મને પુછવા લાગ્યા કે આવા એક નાના સબબમાંથી આવા મોટા ગુણો ઉત્પન્ન થાય છે તેનો ખુલાસો કરો; ત્યારે હું જે ગભરાટમાં પડયો હતો તે ધાંકવા સારૂં જમીન સુધી વાંકો વળ્યો અને મેં કહ્યું કે રે પાદશાહોના પાદશાહ તે કાફર હકીમે તમારા વડા વજીરને જે દવા આપી તે મેં હજુ સુધી જોઇ નથી. પણ જેવી જલદીથી તે દવા મારા દીઠામાં આવશે તેજ વેળા તમો નામદારને હું કહીશ કે તે શાની બનાવેલી છે. એ દરમ્યાનમાં તમો નામદાર જગતપતિ રાજાને યાદ રાખવાની અરજ કરૂં છું કે આ વખતે જે આંવું કામ કરાવાનો મુખ્ય સબબ કોઇ પલીત હશે અને ખરા ધર્મનો શત્રુ હશે. કાંકે તેની મારફતે આ કાફર લોકો પોતાનું કામ કાઢી લેછે જેઓ આપણા પાક પેગંબરને ફગારો કહે છે તથા જેઓ કીસ્મતના સર્વ શક્તિવાન હુકમોને બીલકુલ માનતા નથી.

તે હકીમની વધતી તારીફનો અટકાવ કરવાને એટલું કહીને હું વિચાર કરવા લાગ્યો કે આ કાફરની બનાવેલી દવાનો ભેદ હું શી રીતે શોધી કહાડું તથા અગત્ય કરીને જે નુસખામાં એ દવાની વીગત લખી છે તે શોધી કહાડું તેવાજ વખતમાં તમે આવી પોંહતા તેથી હું બહુ ખુશી થયો. વાસ્તે જલદીથી તમે તે હકીમ સાથે દોસ્તી બાંધો અને તેના મગજમાંથી આ હુન્નર અને વિદ્યાની બાબત ઢુંડી કહાડવાનું કામ તમોને સોપું છું, તેથી તમારી અક્કલ જેમ કહે તેમ કરજો પણ મારી મરજી છે કે જે દવા તે વૈદે પાદશાહના વડા વજીરને આપી તેનો નમુનો પાદશાહને આવતી કાલે આપવાને કબુલ કીધો છે તેથી થોડોવાર ગયા પછી કાકડી તથા શરકો દમબાંધીને ખાવો અને તે ખાધાથી જ્યારે તમોને મોરચી થાય ત્યારે તમે તે ફરંગી હકીમ પાસેથી તેની દવા લેવી જે વડા વજીરને આપેલી દવાના જેવીજ હશે અને તે લઇને મને આપવી.” પણ હું આ વાત સાંભળીને મોટી ધાસ્તીમાં પડયો, તેથી મેં કહ્યું કે જે સખસને હું ઓળખતો નથી તેની આગળ હું શી રીતે જાઉં? તે ઉપરાંત યુરોપીયન લોકોને માટે એટલીતો અચરતી ભરેલી વાતો કરવામાં આવે છે તેથી હું આ હકીમ આગળ શી રીતે જાવું તે મને સુઝ પડતું નથી તેથી તેની આગળ મારે કેમ વર્તવું તે વિષે મેહેરબાનગી કરીને મને કંઇ ચાનક આપવી.

મીરઝાં અહમકે જવાબ દીધો જે “તેઓની રીતભાત અને તેમની ચાલ ચલણ આપણાથી ઘણીજ જુદી છે, તે વાત ખરી છે અને જ્યારે હું તમને કહું કે તેઓ પોતાનું માથું મુંડાવી નાખ્યાને બદલે અને દાહડી વધાર્યાને બદલે જેમ આપણે કરીયે છીએ તેથી તેઓ ઉલટું કરેછે અને તે લોકોની દાહડીની ઉપર એક પણ વાલની કરચ જણાતી નથી. તેજ પ્રમાણે તેઓના માથા ઉપરના વાળ પણ જાડા હોયછે કે ગોયા તેઓએ માનત લીધી હોય કે માથાના બાળ કહડાવવાજ નહીં, ત્યારે તમે તે લોકોની રીત ભાતનો કઇ પણ ખ્યાલ કરશો. વળી તેઓ બાસ્તી ઉપર બેસે છે અને આપણે તો જમીન ઉપર બેસીએ છીએ. તેઓ પોતાનું ખાણું લોખંડના કાંટાએ ખાય છે અને આપણે તો આપણા આંગળાં કામમાં લઇએ છીએ. તેઓ હમેશાં ફરતા રહેછે અને આપણે તો બેશીએ છીએ. તેઓ તંગ કપડાં પેહેર છે અને આપણે ઢીલાં પેહેરીયે છીએ. તેઓ ડાબી તરફથી જમણી તરફ લખે છે

આપણે જમણી તરફથી ડાબી તરફ લખીયે છીએ. તેઓ કદી બંદગી કરતા નથી. આપણે દીવસમાં પાંચ વાર નીમાજ કરીયે છીએ. ટુકમાં તેઓને લગતા રેવાજને માટે જેટલું બોલીએ તેટલું થોડું છે. પણ આ વાત તો ચોકસ છે કે આખી દુનીઆમાં તેઓના જેવા નજીસ લોકો હશે નહીં. કારણ કે સફાઇ તો તેઓમાં મુદ્દલ છેજ નહીં. કંઇ પણ છીટ વગર તેઓ સઘળી જાતના પ્રાણીઓ ખાય છે. તેઓ મુડદાંને કાપી વાહડે છે. અને પાછળથી પોતાનાં એકીન પાક કરતા નથી અને તેઓની ખસલતને લગતાં સઘળા હેવાનીયત કામો ગરમ પાણી વતી સ્નાન કરવાનું જરૂર જાણ્યા વીના અથવા પોતાનાં અંગ ઉપર રેતી પણ ચોપડયા વિના તેઓ ચલાવે છે."

અને મેં કહ્યું કે "શું આ વાત ખરી છે કે તેઓ એટલા તો ચીરડાઉ છે કે જો કદાપી આપણે તેમનું બોલેલું ન માનીએ અને તેમને જુઠા કહીયે તો જ્યાં સુધી મરે ત્યાં સુધી એવે વખતે તેઓ આપણી સાથે લડયા કરે."

તે હકીમે જવાબ દીધો કે એમ પણ તેઓને માટે બોલાય છે પણ મારી સાથે હજુર સુધી તેમ બન્યું નથી. તોપણ હું તમને આગમજથી ચેતાવી રાખું છું કે કોઇપણ ચીજ તમારી પાસે હોય અને જે તે લોકોને ગમતી હોય ત્યારે જેમ આપણા લોકોમાં એવે વખતે કોઇને કહીએ છીએ કે આ ચીજ તમને ભેટ કીધી એ તમારીજ છે એમ કહેતા ના, નહીં તો કે તમારા કહેવા પ્રમાણે તેઓ તે તમારી પાસેથી લઇ લેશે જે તમે સમજો છો તો ખરા કે તમોને અડચણમાં પડવું પડશે અને તમે ધારેલું ન હોય તેવું બનશે. પણ તમે જેમ તમારાથી બને તેમ જે તમે વિચારતા હો તેમજ બોલજો. એ ચાલ ફરંગી લોકોને ઘણી પસંદ છે. મેં કહ્યું કે——"પણ ત્યારે જો એમજ હોય તો જ્યારે હું સાજો હોઉં અને માંદો પડેલો છું એમ ખોટું બોલવું અને બીજાને વાસ્તે દવા જોઇતી હોય ત્યારે ખોટું બોલી કહું કે દવા મને જોઇએ છે ત્યારે તે ફરંગી હકીમ ખોટી વાત મારા મોઢાંમાં મારશે નહીં?"

મીરઝાંએ કહ્યું કે "નહીં નહીં તમોને ખરેખર માંદા પડવું જોઇએ અને તેમ થયાથી તમે કંઇ જુઠું કહેતા નથી વાસ્તે મારા મીત્ર હાજી તમે જાઓ. તમારી કાકડી જલદીથી ખાઓ અને આજ સાંજના તે હકીમ પાસેથી તે ગોળી લાવો" એટલું બોલી હાજીને કોટી કરી તેને રવાને કીધો. એ પ્રમાણે મને પટાવી સટાવી અને પોતાની ન ધારેલી અરજની સામે થતાં અટકાવી મને આસ્તેથી આંચકો મારી ઓરડાની બહાર કહાડયો અને હું તેની આગળથી બહાર ગયો, અને વિચારમાં પડયો કે આ બાબતને લીધે હું રડું કે હસું કંઇ પણ બદલો મળવાની આશા વિના માંદો તો હું પડું નહીં તેથી હું તે ઓરડા ભણી પાછો ગયો કે એ મારા નવા મુરબી સાથે કંઇ પણ તે બાબતમાં બંદોબસ્ત કરૂં પણ જ્યારે હું તેના ઓરડા ભણી ગયો ત્યારે જોવું શું કે તે ત્યાંથી ગુમ થઇ ગયો અને પોતાના જનાનખાનામાં ભરાઇ બેઠો તેથી ત્યાંથી મને પાછું ફરવું પડયું.

---

## પ્રકરણ ૧૯ મું.

### હાજીબાબા બે હકીમોને ઠગવા આવે છે. એકની પાસેથી એક ગોળી લે છે અને બીજા પાસેથી એક સોનાનો સિક્કો મેળવે છે.

હું પુછતો પુછતો તે એલચીના ઘર તરફ ગયો અને મેં મારા મનમાં તે હકીમજીની ખાએસ પ્રમાણે ગોળી લાવવાના ઇરાદાથી ચાલવા લાગ્યો પણ જ્યારે મેં વધારે વિચાર કીધો ત્યારે મને પેટમાં દુઃખવાનું કામ કંઇ વેચી નાખવાની ચીજ નથી અને તે પણ વળી એ

ત્રણ દહાડાની મેહેતલ મળ્યા વિના કરવાનું. વળી એક તો હકીમજી જેવા જઇફ આદમીને કાકડી જરે નહીં પણ મારા સરખાં ગબરૂને ખવાડયું હોય તો સેહેજ વારમાં તેને જરે એ તો ચોકસ છે, તોપણ અગરજો પાધરે પાધરી રીતે ગોળી ન મળે તો કંઇ તાલ તલાવતથી તે મેલવવાનો મેં ઠેરાવ કીધો. મેં વિચાર કીધો કે જો હું માંદો છું, એમ તે હકીમને કહીશ તો ખચિત તે મને પકડી કહાડશે અને મને ઠગારો ગણી ઘરમાંથી હાંકી કહાડશે, તેથી પાદશાહી જનાનખાનાનો હું એક ખીદમતગાર છું એમ બોલી પસાર થવાનો તથા કંઇએક વાત મારી મતલબને લાયકની જોડી કહાડી મારૂં કામ કહાડી લેવાનો માર્ગ મને વધારે પસંદ પડયો. તે વિચારથી હું એક પુરાણા કપડાં વેચનારની દુકાનમાં ગયો અને ત્યાંથી મેં એક ડગલો ભાડે લીધો, તે એવો હતો કે ઘણું ખરૂં બીજાઓ પેહેરે છે, અને મારી કમરમાં ખંજર ખોસ્યાને બદલે કાગળનો એક વીટો મેલ્યો અને મારા મનમાં હરખાવા લાગ્યો કે ખીદમતગાર કરતાં હું વધારે ઉપયોગી માણુસમાં ખપીશ.

તે ફરંગીની દરબારનો એલચી જે મકાનમાં રહેતો હતો તે મકાન મેં જલદીથી શોધી કહાડયું. મીરઝાં અહમકે જે કંઇ મને કહ્યું હતું તે સઘળું યાદ કરી હું બીહતો બીહતો અને ધ્રુજતો ધ્રુજતો તે હકીમના ઘરના દરવાજા આગળ ગયો. ત્યાં દરવાજાની બધી બાજુએ ગરીબ સ્ત્રીઓ પોતાના હાથમાં બાળકો લઇ એકઠી થયેલી મેં જોઇ. પુછ પરછ કરતાં મને માલમ પડયું કે તેઓ શીતળાના રોગની નવી દવા તે હકીમને ત્યાં લેવા આવી હતી. કેટલાએક રાજદવારી કારણ સર ફરંગી લોકો ગરીબ ગુરબાંને મફત દવા આપવાનું જારી રાખતા હતાં. અને શીતળા કહાડવાનું કામ મફત તે હકીમ કરતો હતો તેથી ત્યાં ઘણા લોકો એકઠાં થયાં હતાં. એ લોકો ઘણુંકરીને મોગલાઇ હકીમ પાસે કંઇ પણ તેની આગળ મેલ્યા વિનાં દવા લેવા જાય નહીં.

જ્યારે હું તે મકાનમાં દાખલ થયો ત્યારે ઓરડાની વચોવચમાં એક ઉંચી ટેબલ આગળ એક માણુસને મેં બેઠેલો દીઠો. તે ટેબલની ઉપર પેટીઓ, પુસ્તકો અને તરેહવાર હથીઆરો તથા વાસણો મુકેલાં હતાં, જે સર્વે ક્યા ઉપયોગમાં લાવવાના હતા તેની મને ખબર હતી નહીં. તે પુરૂષ પોતાનો પોશાક તથા દેખાવમાં ઘણો અચરત સરીખો દીસતો હતો. તેની હુડઠી અને ઉપલા હોઠ ઉપર જેમ એક હીજડાને હોય તેમ એક વાળ પણ હતો નહીં. તેને ઘણીજ બેઅદબી ભરી રીતે પોતાનું માથું ઉઘાડું રાખ્યું હતું અને તેની ગરદન આગળ તંગ ગળેબંધ બાંધેલો હતો અને તેના ગાલની ઉપર કંઇ બીજી કરામત કીધેલી કે જેની મતલબ કંઇ જખમ અથવા રોગને ઢાંકવાની હોય. તેણે પોતાના કપડાં એવાંતો તંગ વેતરાવેલાં હતા કે તેના દેશમાં કપડાં બહુ મોંઘા મળતાં હશે એમ લાગતું હતું. તેના પોશાકનો હેઠલો ભાગ ઘણું કરીને ઘણોજ અણુઘટતો લાગતો હતો, અને પોતાના ઓરડામાં ગલીચો પાથરેલો તે ધ્યાનમાં ન લેતાં પોતાના પગમાં બુત પેહેરી રાખેલાં હતાં, જે ચાલ મને મુદલ પસંદ આવી નહીં.

મને માલમ પડયું કે આપણી ફારસી ભાષા એને આવડતી હતી કેમકે જેવો હું ઓરડામાં દાખલ થયો તેવીજ તેણે મારી ખેર આફીયત પુછી, અને તેજ વેળા તે બોલ્યો કે આજની હવા ઘણી સરસ છે કે જે દેખઇતું હતું તેથી મેં હા પાડી. ત્યાર પછી મેં તેની આગળ સારાં સારાં ભાષણો કરવાને દરૂસ્ત ધાર્યું અને મારાથી જેમ બન્યું તેટલી મેં તેની ખાપલુસી કીધી અને મેં કહ્યું કે ઇરાન દેશમાં તમારી તારીફ જગો જગોએ થાય છે. તથા લુકમાન હકીમ તો તમારી આગળ પાણી ભરનારો દીસેછે અને મુગલાઇ હકીમો તો તેના

બતાએ કરી દવા પણ ગુંટી જાણે નહીં એવા છે. હું આટલું બધું બોલ્યો તેનો તેણે કાંઇ પણ ઉત્તર વાળ્યો નહીં. મેં તેને કહ્યું કે વડા વજીરને તમોએ આપેલી દવાથી તરત ફાયદો થયો તે વિષેની ખબર પાદશાહને પહોંચી પાદશાહે પોતાના ઇતિહાસ નવીશને ફરમાવ્યું કે દેશની તવારીખ તથા દફતરમાં તે બનાવની નોંધ લખી રાખે, તે બનાવથી પાદશાહના જનાનખાનામાં ભારી ગડબડ ઉઠી રહી હતી. કારણ કે જનાનખાનામાં ઘણીએક સ્ત્રીઓ માંદી પડેલી હતી અને તમારે હાથની દવા લેવાની ઇંતેજારી બતલાવતી હતી. અને પાદશાહની ઘણીજ વહાલી જીઓરજીઅન બાંદી મોટું કષ્ટ ભોગવતી હતી તે ઉપરથી પાદશાહના વડા ખીદમતગારે તમારી પાસે મને મોકલ્યો છે કે જે દવા વડા વજીરને માટે તમે આપી હતી તેમાંનીજ દવા તેણીને માટે જલદીથી તમે મને આપો.

મેં જે તેને આટલી વાત કહી તે ઉપરથી વિચાર કરતો હોય એમ મને લાગ્યો. અને થોડોકવાર સુધી વિચાર કરીને તે બોલ્યો કે મારા દરદીઓને પેહેલાં દીઠાં વિના દવા આપવી, તે તેને ઓર ફાયદાને બદલે ગેરફાયદો કરે છે. પણ અગરજો તે બાંદીને મારી દવાની જરૂર હોય તો હું તેને જોવા જવાને તૈયાર છું. એના જવાબમાં મેં કહ્યું કે જીઆરજીઅન બાંદીને જોવાની વાત તમે બોલશોજ ના કારણકે ઇરાન દેશમાં સ્ત્રીનું રૂપ જોવાની છુટ તેણીના ખાવીંદ સીવાય બીજા કોઇને મલતી નથી, જો પાદશાહના જનાનખાનાની કોઇ પણ સ્ત્રી અતિઘણી માંડી પડી હોય અને હકીમને બોલાવવાની જરૂર હોય તો તે સ્ત્રીના હાથમાં એક મોજું પેહેરાવી તેની નાડ તપાસવામાં આવે છે. તેના જવાબમાં તે ફીરંગી હકીમે કહ્યું કે મારા દરદીની હકીકત જાણવા સારૂ મારે તેની નાડ તપાસવી જોઇએ એટલુંજ નહીં પણ તેની જબાં પણ તપાસવી જોઇએ. મેં કહ્યું કે ઇરાન દેશમાં દરદીની જબાં તપાસવાનું કામ બીલકુલ નવું સરખું છે અને મારી ખાતરી છે કે પાદશાહની ખાસ રજા વિના જનાનખાનાની સ્ત્રીને તમોને જોવા દે નહીં. તે હકીમે કહ્યું દરૂસ્ત છે ત્યારે હું જો તમને તે દવા આપું તો એના ગુણનો જોખમ મારે શીર નથી કારણકે અગરજો તે દવાથી તે બાંદીને સારૂં થાય નહીં તો કદાપી તેને મારી પણ નાંખે, મેં જ્યારે તેની ખાતરી કરી કહ્યું કે તેને કંઇપણ હાણી અથવા હરકત થનાર નથી, ત્યારે એક મોટી પેટી જે દવાથી ભરેલી હતી તે તેણે ઉઘાડી અને તેમાંથી એક રતી ભાર સફેદ ભુકી તેણે કહાડી અને રોટીના ગલ સાથે મેળવી અને તેની ગોળી બનાવીને કાગલમાં લપેટીને મને આપી. જ્યારે મેં જોયું કે હકીમની વિદ્યા જે તે જાણતો હતો તે તે છુપાવી રાખવાને ખુશી ન હતો, ત્યારે મેં આ ચોકસ દવાની ખાસીયત તથા ગુણ વિષે મેં તેને કેટલાએક સવાલ પુછ્યા, તેણે મને કંઇ પણ આંકોસ રાખ્યા વગર તેના જવાબો આપ્યા અને આપણા મુગલાઇ હકીમો જેઓ માત્ર મોટા મોટા શબ્દોથી ડફાંસ હાંકે અને જે જે દરદો સાથના દરદીઓ તેની આગળ આવે તે દરદોને જે કંઇ તેઓએ ગૅલન હીપૉક્રેટીસ તથા અબુઅવીસેનાના દફતરોમાં વાંચ્યું હોય તેની સાથે મેળવી દે તે પ્રમાણે આ હકીમે કીધું નહીં.

મારેથી બન્યું એટલું તે હકીમ પાસેથી શીખી લેઇ તેનો ઉપકાર માની તેની તાબેદારીમાં કામ ચલાવવા હું ત્યાંથી બાહેર પડયો અને તેજ વેળા હું મીરઝા અહેમકની પાસે ગયો. તે ખરેખર ઘણીજ ઇંતેજારીથી માહરી રાહ જોતો હતો. મારો ઉછીનો લીધેલો દગલો મારા ડીલપરથી ઉતારી આવી મારો પોતાનો દગલો મેં પાછો પેહરયો. અને સમે પ્રમાણે મોહું ચહડાવી તેની આગળ જઇ ઉભો કેમકે મારી મરજી હતી કે કાકડીએ મારા પેટમા પોતાનું કામ કીધું હતું એમ તે દરેક શબ્દ મોહડામાંથી કાહડતાં હું મકર રમતો અને દેખાડતો કે મારા પેટમાં બહુ દુ:ખી આવ્યું છે અને મારા પેટમાં થયલા દુ:ખારાને તેને જણાવવા

સારૂં મેં એટલા તો ફેળ કીધાં અને એટલા તો મક્કર રમ્યો કે મીરઝા અહેમક સરખા શક્ત દીલના અને ધાતકી સ્વભાવના પુરૂષનું દીલ પીગળ્યું અને તેથી મારી ઉપર દયા કરવા લાગ્યો.

જેવો હું તેનાં ઓરડામાં પેઠો કે તેજ વેળા હું બોલવા લાગ્યો કે સાહેબ ખોદાને ખાતર આ તમે મંગાવેલી ચીજ લેવો. અને અરધો અરધ વાંકો વલી મારૂં પેટ પકડીને તથા શરીરને મંડી મોલીને તેને જણાવવાની કોશેશ કીધી કે ખરેખર મારા પેટમાં મોરચીનો ચુકો ચાલે છે, હું બોલ્યો સાહેબ લેવો તમોએ મંગાવેલી ગોળી તમારા હુકમને હું માન આપીને ચાલ્યો છું માટે તમને ઘટારત છે કે તમે મારી તરફ સખાવત ભરેલા દીલથી જોવો. તેણે મારા હાથમાથી તે ગોલી લઇ લેવાની કોશેશ કીધી પણ મેં મારી મુઠીમાં તે મજબુતીથી પકડી રાખી અને મેં તેને સાફ જણાવ્યું કે મને તેજ વખતે ઇનામ કાંઇ આપવું પડશે અને મેં ધારી રાખ્યું હતું કે અગર જો તે કાંઇ પણ મને આપવાનું દીલ દેખાડશે નહીં તો તે ગોળી હું તેજ વેલા ગલી જવસ. તે ગોળી વિષે પાદશાહને કાંઈ પણ જવાબ દેવાને અશક્તીવાન રેહવાને તે એટલો તો ડર રાખતો હતો અને પોતાના સ્વાધીનમાં લેવા એટલો તો ઇંતેજાર હતો કે મારી વાત સાંભળતાંને વાર તેણે મારા હાથમાં સોનાનો એક સીક્કો મેલ્યો. તે ગોલી મારી પાસેથી લેવા માટે તે હકીમ એટલોતો ટવલ્યો હતો કે એક આશક પોતાની માશુક પાસેથી કોઇ મેહેરબાની મેલવવાને પણ એટલો બધો હરગેજ થઇ ટવલે નહીં. આ પ્રકારની ઠગાઇ હું થોડો વાર વધારે ચાલુ રાખતે અને તેની પાસેથી એક સોનાનો બીજો સીક્કો કહડાવી લેતે પણ મેં જ્યારે જોયું કે મારા દુઃખારાને નરમ પાડવા સારૂ તે કાંઇ પોતાને હાથે ચુરણ બનાવવાની તજવીજમાં હતો ત્યારે મેં છેડો લાવવાની ઉતાવળ કીધી અને મેં તેને જાહેર કીધું કે મને અનચીતો આરામ થયો છે. એમ બોલી મેં તે ગોલી તેને આપી.

એક વાર તે ગોલી તેના હાથમાં આવ્યાથી તે તેને ચીપી ચીપીને જોવા લાગ્યો અને તે ગોલી કયા પદાર્થોથી બનીછે તે વિષે કાંઇ પણ નવું જ્ઞાન મેળવ્યા વગર તે પોતાના હાથની હથેલી ઉપર તે ગોલીને તેને ફેરવ્યા કીધી. તેમ કેટલોક વખત સુધી તેને કરવા દેઇ અને મેં જ્યારે જોયું કે કઇ પદાર્થોની તે બનાવીછે તે વિષે કેટલોક વખત સુધી વીચાર કરતાં તે કાંઇ બોલી શકયો નહીં ત્યારે મેં તેણે કહ્યું કે તે યુરોપીયન હકીમે સાફ મને કહ્યુંછે કે તે ગોલી પારાની બનાવેલી છે. હું જાંણે જાણુતો ન હોઉ તેમ તે બોલ્યો કે "ખરેખર એ શું પારાની બનાવેલી છે? દરૂસ્ત છે ત્યારે આ કાફર હકીમ પારાની ગોલી આપણુને ખવાડી એક તરફથી આપણુને મારી નાખવાની વેતરણ કરેછે અને બીજી તરફથી મારી આબરૂને ધક્કો લગાડી મારા નુશખા કે જે તેના બાપના સ્વપ્નામાં પણ કદી દીઠામાં ન આવ્યા હશે તેની હસી થાય. પારો દવાના કામમાં આવેછે એમ કોણે સાંભલ્યું છે? પારો જાતે થંડો છે અને કાકડી પણ ઠંડીછે. બરફને પીગલાવવા સારૂં તમે કાંઇ બરફ વાપરતા નથી. એ ગધેડા હકીમને પોતાને લગતી વીધ્યાનું મુલતત્વ પણ આવડતું નથી. ના હાજી એમ કદીપણ ચાલનાર નથી, આ રીતે આપણી દહાડીની હસી થવા–હું દેનાર નથી.

એ પ્રમાણે મીરઝા એહમક કેટલોક વખત સુધી પોતાના હરીફને જબુન બોલવા લાગ્યો અને તેજ પ્રમાણે કેટલોક વખત સુધી તે કરયો જતે પણ એવામાં પાદશાહની તરફથી પેગામ આવ્યો કે હકીમજીએ તાબરતોબ તેની જનાબમા હાજર થવું. તે હકીમ બાપડો ધ્રુ જતો! ધ્રુંજતો જળદીથી પોતાનો દરબારી લેબાશ પેહરી અને બકરીનાં બચ્ચાનાં કાળાં ચાં-

મડાંની ટોપીને બદલે સયાળનો ફેટો પેહરી જેમ તેમ લાલ રંગનાં મોજાં પેહરી પોતાંનો ઘોડો મંગાવી પોતાની સાથે તે ગોળી લઇ ઘણીજ ઉતાવળથી ચાલતો થયો અલબતે તેના દીલમાં ભારી ધારતી હતી કે તેની મુલાકાતનું પરીનાંમ ખોદા જાણે કેવી રીતનું ઉપજશે.

## પ્રકરણ વીસમું.

### ઇરાંન દેશનો શાહ દવાઇ કઇ રીતે કરેછે તે વિષેનું બ્યાંન હાજીબાબા કરેછે.

તે હકીમજીની શાહની સાથે મુલાકાત છેક મોડી રાત્રે થઇ અને તે મુલાકાત કરી પાછો ફરતાને વાર તેણે મને બોલાવ્યો. મેં જોયુકે તે મોટા ધભરાટમા પડેલો હતો અને એટલો તો ફીકરમંદ થયલો કે તે બીલકુલ હાલહવાલ થયલો હતો. હું જ્યારે તેની આગળ ગયો ત્યારે તેણે કહ્યુંકે રે હાજી તુ મારી પાસે આવ અને તે ઓરડામા જે કાંઇ હતું તેને બાહેર કાહડી તેણે મને હરૂશે કાનમાં કહ્યું કે આ કાફ્ર યુરોપયન હકીમનો કોઇપણ રીતે-કાંટો કાહડવો જોઇએછે. તમે શું ધારોછો કે શાહે તેની મસલત લીધીછે, આજ સહવારના એક કલાક સુધી તે હકીમ સાથે પાદશાહને વાત ચીત થઇછે અને તે વિષેની મને કાંઇપણ ખબર આપી ન હતી. તે વાતચીતનું પરીણામ કેવી રીતે આવેલું તે મને કેહવા સારૂ નામદાર શાહે બોલાવ્યો હતો અને મને માલમ પડયું કે તે યુરોપયન હકીમે પાદશાહનાં મન ઉપર મજબુત અશર કરી હતી. મને તેજ વખતે માલમ પડયું કે શાહએ પોતાના દરદોની, પોતાની નબળાઇની, પોતાને કોઇ મુદતના થયલા દમની, તથા પોતાની નબલી પાચનશકતીની તવારીખ તેની આગળ વીગતવાર કહેલી હતી, અને તે ઉપરાંત તે યુરોપ્યનની ચતુરાઇ તથા ભેદી શકતી વિષે મોટા હરખથી શાહ વાતો કરતો હતો. કારણકે શાહની માત્ર નાડી જોઇ અને જબાંન તપાસ્યા પછી અને શાહથી બીજો કાંઇપણ ખોલાશો મેલવ્યા વગર તે હકીમે શાહને કહ્યું કે તમારી નાડી ઉપરથી માલમ પડે છે કે તમે વારંવાર ગરમ પાણીએ નાહવો છો. ચીલમ પીતાંને વાર તમને ઠાંસો ઘણોજ આવતો હશે અને ખોરાકમાં ઘણું કરીને ઘીમાં તરતા ચાવલ ખાવો છો. શાહે આપેલી હકીકત ઉપર વીચાર કરવાને પોતાની કેતાબો તપાસવાને, ઇરાન સરખા નામીચા મુલકના શાહનાં દરદોનો ઇલાજ શોધવાને, યુરોપ્યન હકીમું તપાસવાને તથા તેની દેહ શુધારી તેને બીલકુલ તંદરોસ્ત બનાવી નાંખે એવી દવા તૈયાર કરવા સારૂ ત્રણ દીવસની મેહતલ તેને આપવામાં આવી છે.

મીરઝા અહેમકે વલી બીજું કહ્યું કે શાહે મારો અભીપ્રાય માગ્યો અને મને કહ્યું કે યુરોપનાં તમામ જુદા જુદા લોકોના ખવાસ તેમની ટેવ, તેમની ચાલચલણ, તેમના સદગુણો તથા બદગુણો તથા તેઓની દવા દારૂ વિષે વીગતવાર ખુલાસો હજુર આગળ એધરક કરવો. મારા વીચારોને બાહેર પાડવાની આ તક મેં છોડી નહીં તેથી પાદશાહ સરખા બુલંદ મરતબાના આદમીઓની સાથે વાતચીત કરવાના પ્રારંભમાં જેમ તેઓની સ્તુતી ગાઇ તેમને આકાસ સુધી ચહડાવીએ છીએ તેમ નામદાર શાહને પણ કર્યા પછી મેં કહ્યુંકે તમો નામદાર શાહને સારીપેઠે રોસનછે કે તેઓ નાસતીક અને નજીશ લોકો છે, કેમકે આપણા પેગામબરને તેઓએ એક ઠગારો કરી ગણ્યોછે. તેઓ કાંઇ પણ છીટ રાખ્યા વગર ગાયનું ગોસ્ત ખાયછે અને સરાબ પીએછે. તેઓ દેખાવમાં સ્ત્રી સરખા અને ખવાસમાં રીંછ સરખા હોયછે અને તેઓની ઉપર મોટા શકની નજરે આપણે જોવું જોઇએછે કેમકે આખેરની મતલબ તેઓની એજ છે કે પારકા રાજયો લઇ મેલવા અને તેના અસલના રાજ કરતાને ઉઠાં ઘાલવા અને અમીર ઉમરાવોનો નાશ કરવો. જેમ તેઓની રાજનીતી દગલબાજીથી

ભરપુરછે તેમ તેઓની દવા દારૂ પણ ઠગાઇથી ભરેલી હોયછે. જે જે ચીજો આપણે વાત કરવામાં વાપરીએ છીએ તેવી ચીજો તેઓ આપણો આરામ કરવા વાપરેછે. તેઓની મુખ્ય દવા પારોછે અને તે બોલવાની સાબેતીમાં આવેલા તે યુરોપ્યન હકીમે આપેલી ગોલી મેં નામદાર શાહના હાથમાં આપી અને મારાં સાંભળવામાં આવ્યુંછે કે વાહડ કાપના હથ્યારો તેઓ એટલીતો હીકમત અને ચાલાકીથી વાપરેછે કે પ્રાણીઓનો જાન બચાવવા સારૂં જો હાથ પગ કાપી નાખવા પડે તો તે પણ કાપી નાખેછે. ત્યાર બાદ પારકા મુલકોને છાજતી દવા ઇરાન દેશમાં વાપરવાથી કેટલી ખરાબી થાયછે તે વિષેનો એટલો તો ભયંકાર ચીતાર તેને દેખાડયો કે તેથી નામદાર શાહએ મને કબુલાત આપી કે તે યુરોપ્યનની દવા વાપરતી વેલા તેને ઘણીજ હુસ્યારી તથા ખબરદારી વાપરવી પડશે તથા તે હકીમ જે દવા તૈયાર કરી મારી પાસે લાવશે તે વિષેની તપાસ કરવા મને બોલાવ્યામા આવશે.

તે હકીમ મીરઝાં અહેમકે કહ્યું કે રે હાજી મારો તો એવો વીચાર છે કે નામદાર શાહ તે કુફ્ર યુરોપ્યનની દવા નહીંજ ખાય તેમ તદબીર કરવી, કારણ કે તે ઓશડ ખાધાથી જો શાહને આરામ થાય તો મારો ઘાન થયલો સમજવો કેમકે તેમ થયા પછી મીરઝાં અહેમક પાસે દવા લેવા કોણ આવસે? ના. આપણથી બનતી કોશીસ કરી એ બનાવને બનતો અટકાવવો જોઇએછે.

તે કુફ્ર હકીમને પોતાનાં કામમા ફાવવા નહીં દેવાને મેં મારી તરફથી પુરતી કોશેશ કરવાની કબુલાત આપી. હું તેની આગળથી વદયા થયો અને ત્યાર પછે ત્રણ દીવસે તે યુરોપ્યને તૈયાર કીધેલી દવા તપાસવા સારૂ શાહે મીરઝા અહેમકને બોલાવ્યો. એક દાબરી ભરી ગોલી તે લાવ્યો હતો. અલબતે શાહના ખુદ હકીમે તે દાબરી માહેલી ગોલી વિષે શાહના મનમાં કેટલોક ખતરો ઉત્પન કીધો અને પારકા રાજ્ય ને લગતા એક કારભારીને હાથની દવા લીધાથી કોઇ વાર મોટી ખરાબી થાય છે તેનો ખોલાશો કરી ચાલતો થયો. નામદાર શાહે એવો ઠરાવ રાખ્યો કે એ બાબમાં તેના પ્રધાનો શું કેહછે તે સાંભલી લેવું. તે ઉપરથી બીજે દીવસે નામદાર સાહેએ મોટી દરબાર ભરી તેની દરબારને લગતા સઘલા અમલદારોને ત્યાં બોલાવ્યા અને તેઓની હજુરમાં પોતાના વડા વજીરને કહ્યું કે "મારી તંદોરસ્તીનો સુધારો કરવા તથા શરીરને બલવંત કરવા સારૂં પારકા દેશની દરબારને લગતો એક હકીમ જે હાલ આપણી દરબારમાં આવ્યો છે તેની દવા લેવાનો મેં બંદોબસ્ત કીધો છે. જ્યારે પેહલીવાર મારી હકીકત સાંભલી મારી તપાસ કીધી ત્યારે તેણે મને જણાવ્યું કે મારા શરીરમાં અનેક પ્રકારની નબળાઇ એકઠી થઇ છે. ત્યાર પછે બીજીવારની મુલાકાતની વખતે તેણે મને જાહેર કીધું કે—"તેણે યુરોપ્યન હકીમોને લગતા નામીચા ઉસ્તાદોએ રચેલા તમામ પુસ્તકો વાંચી કેટલાકોમાંથી તમારા શરીરને શાંતી અને તંદરોસ્તી આપે એવી કેટલીક દવા એકઠી કરી તેની ગોલી બનાવી તૈયાર કીધી છે અને તે દવા લીધાથી એટલોતો ચમતકારીક ફાયદો થશે કે કોઇ તલીશમાતથી પણ તેવો ફાયદો થનાર નથી. એવી રીતના તે હકીમના વચનો સાંભળી મેં આજ દીને મારા તમામ દરબારીઓને બોલાવ્યા છે અને તેની સાથે મારા વડા હકીમને પણ બોલાવ્યો છે. તે આપણા હકીમે ઇરાન દેશની શલામતીની સંભાળ થાય તે કારણ સર તેણે એ અગતની બાબત ઉપર ઘણોજ વીચાર કીધોછે અને તે પારકા રાજને લગતા હકીમના નુકશાને તે કાંઇ પણ વજન આપવાને રાજી નથી. તેનું પેહલું કારણ એ બતલાવે છે કે નામદાર શાહની તંદરોસ્તી શુધારવાનું કામ પારકા રાજ્યતા હકીમને સોંપવું એ દરૂસ્ત છે કે નહીં? બીજું એજે જે કામ સોંપવાથી શાહની તબીયત ઠેકાણે લાવી તેને આરામ થાય એમ ધારેલું, પણ તેને

બદલે તે નુખશામાં ફરમાવેલી દવામાં કોઇ એવી દવા છુપી રીતે મેળવવામાં આવે કે જેથી શાહની તબીયત સુધરવાને બદલે ઓર ખરાબ થતી જાય અને અંતે તેના શરીરનો નાશ થાય.

એવા માહભારત કારણોને ખાતર આ કામમાં કાંઇ પણ કદમ આગળ ભરવાની આગમચ મેં મારા વજીરો તથા દરબારીઓને બોલાવ્યા છે. હું જે તમારી આગળ મારી હકીકત મેલું તે ઉપર તમોએ વીચાર કરવો અને તે સાથે તમો દરેકે તે દવા અજમાવવી જોઇએ છે, કે તેથી તે વિષે પક્કો વીચાર બાંધવાને બની આવે. પાદશાહનું બોલવું, તે મીજલસે સાંભળી લીધું અને સર્વે દરબારીઓ એક આવાજથી પોકારી કેહવા લાગ્યા કે ખોદા નામદાર પાદશાહની ઉમર દરરાજ કરે, તે જુગ જુગ જીવે, અને તેનું પ્રતીબીંબ કદી પણ ઓછું થાય નહીં. એ દવા મોટી ખુસી સાથે લેવાને હમો તૈયાર છીયે એટલુંજ નહી પણ નામદાર પાદશાહની ચાકરીમાં અમારો જાન પણ કુર્બાન કરવા ખુસી છીએ. તમો સાહેબના સત્રુઓ ઉધાં વળે અને તમો લાંબી જીંદગી ભોગવો. તેજ વેળા વડા ખીદમતગારને ફરમાવ્યામાં આવ્યું કે દવાઇની ગોલીની દાબરી જનાનખાનામાંથી લાવો, જે, ખીદમતગારે એક સોનાના પ્યાંલામા મેળી નામદાર શાહને આપી. તે નામદારે પોતાના ખાસ વડા હકીમને પોતાની હજુરમાં બોલાવ્યો અને તે દાબરી તેને આપી ફરમાવ્યું કે એકકી ગોલી પ્રત્યેક તેના દરજ્જા પ્રમાણે દરબારીને આપવી, તેમા પેહલાં તો વડા વજીરને આપવી. તે હુકમ પ્રમાણે તે ગોલીઓ આપ્યાથી તેઓ તેજ વેળા સઘળા દરબારીઓ ગલી ગયા. તે ખાધાથી તેઓ ઉપર કેહવી અસર થઈ તે જોવા પ્રત્યેક દરબારીની શીકલ તપાસતો રહ્યો. દવા લેતી વેળા જે લોકોએ પોતાનું મોહડું કમકમાવ્યુ હતું તે જ્યારે બંધ પડયું ત્યારે યુરોપખંડના મુલકોના રાજ્યદુવારી કામો વિષે વાતો ચાલવા લાગી અને તે બાબમાં નામદાર શાહે કેટલાક સ્વાલો પુછ્યા હતા જેનો જવાબ ત્યાં હાજર થયલા દરબારીઓએ પોત પોતાની શક્તી પ્રમાણે વાલ્યો હતો. તેઓએ લીધેલી દવાનો ગુણ રફ્તે રફ્તે માલમ પડતો ગયો. ઈરાનની દરબારને લગતો વડો ખજાનચી જે ચપરખંડા સરીખો હતો અને જે અત્યાર સુધીતો જે કાંઇ પાદશાહના મોહડાંમાંથી સખુનો નીકલતાં તેના જવાબમાં "બલે! બલે!" યાને હા, હા, કરી પોકારતો હતો તેનો જીવ બેતાબ મારવા લાગ્યો કેમકે તેણે ખાધેલી ગોલીની ખુબીથી તેના શરીરના આગલા રોગો જે દબાયલા હતા તે ઉભડી આવ્યા. સર્વ કોઇની નજર તેની ઉપર દોડવા લાગી અને તેમ થયાથી તેના દીલમાં ઉઠેલા ધભરાતમાં વધારો થયો એજ વેલા દેશનો એક વડો કારભારી જે એક ઉંચા કદનો, પતલો અને નીર્બળ પુરૂશ હતો તેનો ચેહેરો બીલકુલ ફીક્કો થયો અને તે પરશેવાથી તમામ ગરકાવ થયો અને તેની પાછળ દેશના અંદરના રાજ્ય કારભારને ધ્યાનમાં લેનાર પ્રધાન એટલોતો ધભરાટમાં પડયો કે તેનેથી દરબારમાં ઝાઝોવાર નીભી ન શકાયું તેથી ત્યાંથી બાહેર જવા સારૂં શાહની રજા માગી. એજ પ્રમાણે બીજાં સર્વે અધીકારીઓ ઉપરા સાપરી માદા પડી ત્યાંથી નીકલી ગયા. સીવાય, વડો વજીર જે એક ઠીંગના કદનો ધરડો આદમી હતો અને તે પોતાના રફીકોને એહરાન થતા જોઇ મનમાંને મનમાં હસ્યા કરતો હતો.

જ્યારે નામદાર શાહે જોયું કે તે દવા અસરકારક થઇ ત્યારે તેણે પોતાની દરબારી મીજલસને બરખાસ્ત કીધી અને મીરઝાં એહમકને ફરમાવ્યું કે જેમ તેનેથી જલદી બને તેમં તે ગોલીઓની હકીકતથી વાકેફ થઇ તે વિષેનો રીપોર્ટ લખી લાવે. એટલો હુકમ કરી તે પોતાના જનાનખાનામાં ગયો.

આ પક્કા ધરડા હકીમે જોયું કે તે યુરોપ્યન હકીમ તેના પંજામાં સજ્જર શપડાયોછે તેથી અલબતે નામદાર પાદશાહની આગળ તેની ગોલી વિષે એવો તો ચીતાર કહી આપ્યો

કે તેણે ઠરાવ રાખ્યો કે પારકા દેશના હકીમને હાથે બનાવેલી દવા પોતાના ખાધામાં લેવી નહીં. એ ઠરાવથી તે ગોળીઓ અજમાવવાનુ કાંમ ખોરંબે પડયું. હાજીબાબા કેહછેકે "જ્યારે ફરીથી એકબીજા સાથે હમોએ મુલાકાત લીધી ત્યારે તે હકીમે આ ગોળીઓની અવલથી તે આખેર સુધીની હકીકતથી મને વાકેફ કીધો અને તેમ કરતાં જે ખુશાલી અને હરખ તેને થયો હતો તે તેને માંરેથી છાનો રાખ્યો ન હતો. તેણે મને કહ્યું કે રે હાજી અંતે તે યુરોપ્યન હકીમ ઉપર આપણે ફાવ્યા છીયે. એ કુફરતો એમજ સમજતો હતો કે આપણે બીલકુલ અપટ છીયે પણ ઇરાંની લોકો કેવાછે તે તેને આપણુ શીખવીશું. એટલો તે શું એ મોટો હકીંમ આવ્યો કે શાહના શાહને દવાઈ આપવાનો ભારી દરજ્જો હાંસલ કરવાની યુક્તી કરે? નાં એ મહાભારત કાંમ મારા શરખા આસાંમીએ માથે લેવું શજાવારછે એવા લોકોએ જે જે નવી નવી શોધો કાહડી હોય તેની આપણે શું કરવા દરકાર રાખવી, જેમ આપણા વડવા ચાલતા આવ્યા તેમ આપણુને પણ ચાલવુ જોઈએછે. જે દવાના નુશખાથી આપણાં બાપદાદાઓને આરામ થયો હતો તેજ નુશખાથી આપણુને પણ આરામ થશે અને નામીચા હકીમ લોકમાને તથા અબુઅવીશમાએ જે જે દવા ફરમાવી છે તેજ પ્રમાણે તેમની પાછળ આપણુને પણ કરવું જોઈએછે એટલું બોલી તેને રૂખશસ આપી ફરમાવ્યું કે આ નવો હકીમ કઇપણ માન અથવા કાબુ મેલવે એવા ચીન્હ મને માલમ પડે તો તેનો નાશ કરી એની હોરમત અને મરતબો વધારવા લાયક ઉપાયો શોધતા રેહવું.

---

## પ્રકરણ ૨૦ મું.

### હકીમ એહમક પાસે હાજીબાબા પગાર માંગે છે તે વિષે તથા તેનાં માગવામાં જે ફતેહ મલી તે વિષે.

આજ સુધી તો હું તે હકીમજી સાથે તેના એક ચાકર કરતાં તેના એક મીત્ર તરીકે રહ્યો કારણકે તે મને પોતાની પાસે બેસાડતો, પોતાની સાથે જમાડતો, તથા પોતાની સાથ ચીલમ પાતો અને તેજ વેલા હું તેના બીજા ચાકર નફરોમાં વસતો અને તેમની સાથે ખાતો પીતો અને ચીલમ પીતો હતો. તેની પાસેથી જે પૈસા મલ્યા તેમાં આગળ કહ્યા પ્રમાણે માત્રે સોનાનો એક સીકકો મળ્યો હતો અને તે પણ મારી ચતુરાઇથી મેં મેળવ્યો અને જેમ જેમ ત્યાર પછી વખત જવા લાગ્યો તેમ તેમ મને ભાસ્યું કે હવે એક કોડી પણ તેના હાથથી છુટે એમ હતું નહીં. તે સબબથી મેં તેનેથી એ બાબમાં ખોલાશો મેલવવાનો ઠરાવ કીધો અને હકીમજીને એ યુરોપ્યન હકીમ ઉપર મેલવેલી ફતેહની લેહરમા આવેલા જોઇ મારા દુ:ખની કાહણી તેની આગળ ખોલ્લી કરવાની તક લીધી.

નામદાર શાહની મુલાકાત લઇ શાહના દરવાજા તરફથી હકીમજી તરતનાજ આવ્યા હતા. તેવને આપેલી હકીકત ઉપરથી માલમ પડયું કે નામદાર શાહે તેને ઘણાજ માન સાથનો આવકાર આપ્યો હતો અને જેમ હમેશ ૭ કલાક સુધી પથ્થરના ફુવારા આગળ બીન જુતીએ તેને ઉભો રાખતા હતા તેને બદલે માત્ર બે કલાક હકીમરાજને ઉભા રાખ્યા હતા. તે બોલ્યો કે હા આ પાદશાહ કેવા ભલાદીલનો છે તે કેવી મીઠાસી જબાંનનો અને કે વીચારનો છે! તે મારી તરફ કેટલી મમતા ધરાવેછે તે કેહવું મુશકેલ છે. મારી બુદ્ધીની વાખવાખી કરી નામદાર શાહે તે યુરોપ્યન હકીમને શેકડો ગાળો દીધી હતી—અને તે સાહેબે મને કહ્યું તે યુરોપ્યન હકીમ મારી જુતી બરદાર થવા લાયકતો પણ નથી. ત્યારબાદ પાદશાહના શકરાએ પકડેલી તીતરની જોડ એક પોતાના ખાસ એલ્ચી પાસે મારે માંટે ભેટ મોકલી.

મેં કહ્યું કે હા-? પાદશાહ જે કહે છે તે ખરૂં કેહ છે તે ખરૂં છે હાલના જમાનામાં ઇરાન દેશમાં તમારી બરોબરયો કોણ છે? વારૂં. તમે સરખા ધન હાથ લાગ્યાથી શાહ કેટલો સુખી છે, ફીરંગી લોકો એટલા તે શું ખબરદાર છે કે તેઓ હકીમુ જાણવાનો દાવો કરે? અગર જો તેમને એલમ, વીદ્યા અને હુન્નર પસંદ હોય તો તેઓએ મીરજા અહેમકને પુછવું ઘટેછે.

આ ચાપલુસીનો લહેજતદાર લાડવો તે અહેમક હકીમને એટલો તો સ્વાદદાર લાગ્યો કે તેજ વેલા પોતે જે હુકો પીતો હતો તેની નલી પોતાંનાં મોહડામાથી કાંહડી, હસીને મને આપી અને પોતાની મુછને તાવ દઇ દાહડી પસવારવા લાગ્યો. તેવી તેની ઠપ છપ જોઇ હું બોલતો રહ્યો કે ઇનશાલાહ! જો ખોદાનું ચાહવું હશે તો તમારી કીર્તીમાં હું પણ એક ભાગ પાંમીશ—પણ મને કોઇ કુતરાં બરોબર પણ ગણકાવતું નથી. જે મતોડીમાં ગુલાબનું ફુળ ઉગેછે તે મટોડી બરોબર પણ મને કોઇ માન આપતું નથી.

તે હકીમજી બોલ્યા કે એમકેમ વારૂ? તમે એટલા બેદીળ કેમ થયાછો?

મેં તેને કહ્યું કે આ હું તમારી આગળ એક વાત કરૂંછું અને તે ઉપરથી તમે તમારો અભીપ્રાય બાંધ જો.

કોઇ એક વખતે એક કુતરો હતો જે પોતાના દેખાવ તથા ખવાશમાં એટલો તો વરૂ સરખો હતો કે વરૂઓએ તે કુતરાને પોતાની મંડળીમાં દાખલ કરવાને અડચણ લીધી નહીં. તેઓની સાથે તે કુતરો ખાતો પીતો, અને ગેટાને મારી નાંખતો હતો. ટુકમાં કહીયેતો વરૂ અને તે કુતરા વચ્ચે કોઇપણ પ્રકારનો ફરક હતો નહીં. તે કુતરો એવા પોતાના ગુણનો લાભ લેઇ કુતરાઓની મંડળીમાં પણ તે જવા લાગ્યો અને તેમની સંગતમાં ખાતો પીતો રહેતો હતો. પણ રફતે રફતે તે કુતરાઓને માલમ પડ્યુંકે તે તો વરૂઓની સંગતમાં પણ ફરેછે ત્યારથી આસ્તે આસ્તે તેઓ તેનેથી દુર રહેતા ગયા. પણ વધારે નુકશાન ભરેલું તે કુતરાનાં હકમાં એમ બન્યું કે વરૂઓને પણ જણાયું કે એ જાનવર, વરૂ નથી પણ કુતરો છે તેથી તેઓએ તેને પોતાની મંડલીમાંથી બાહેર કાહડયો. તેમ થયાથી જેમ ધોબીનો કુતરો નહી ઘાટનો કે નહીં ઇશ્વરનો કેહવાયો તેમ આ કુતરાનો બુરો હાલ થયો. તે કુતરાએ જ્યારે જોયું કે તેનો પગ બેમાંથી એક પણ જાતમાં રહ્યો નહીં અને બન્ને પંથકનાં પ્રાંણીઓ તેનેથી દુર રેહવા લાગ્યાં ત્યારે તેણે અંતનો ઠરાવ કીધો કે યાતો હું કુતરોજ રહું, નહીં તર વરૂજ રેહું. તે પ્રમાંણે મારો હાલ થયો છે. અને તે કુતરો હું છું. તમે જે મારેથી એટલા મોટા દરજાનાના તેવન મને પોતાંની પાસે બેસાડે મારી સાથે હુકો-પીએ, તમે મારી સાથે વાતચીત કરો, મંનસુબો કરો તથા તમારા મીત્રોની મંડલીમાં પણ તમે મને દાખલ કરોછો, પણ તેમાં મને ફાયદો શું.. હું હજુર ચાકર તે ચાકરજ છું, પણ ચાકર લોકો જે લાભો ભોગવે છે-તે મને મલતા નથી—બલકે મને કાંઇ કોડી પણ મળતી નથી. એટલા સારૂં હું તમને અરજ કરૂં છું કે તમે જે જગ્યા પર મને રાખવા માંગતાં હોવો તે કાંમ પર રાખો અને તે ચાકરીનાં પગારનો બંદોબસ્ત કરો.

તે હકીમજી બોલ્યા કે તમે શું ખરેખર પગાર માંગોછો પણ તમારે જાંણવું જોઇએ છે કે હું કોઇ પણ મારા ખીદમતગારને પગાર આપતો નથી. મારા ખીદમતગારોને કાંઇ મારા દરદીઓ પાસેથી મળે તે તેઓ લેછે. મારા ખાનામાથી જે કાંઇ વધે સધે તે તેઓ જમેછે અને રોજના તેહવારપર મારા પ્રત્યેક ખીદમતગારને એકકો દગલો ભેટ દાખલ મળેછે એથી વધારે તેઓને શું જોઇયે. એ વખતે શાહનો દોડતો ખેપ્યો આવી લાગયો

તેના હાથમાં રૂપાંની ખુમચી હતી અને તેમાં શાહે તે હકીમને ભેટ કીધેલા તીતરની જોડ એક મેલેલી હતી. તે કાસદે તે ખુમચો હકીમજીના હાથમાં આપ્યો. હકીમજીએ તે લીધો અને તે પોતાના માથાં ઉપર મેલી ઉઠી ઉભો થઇ બોલ્યો કે પાદશાહની મેહેરબાનીમાં કદી પણ ઘતાડો થાય નહીં ખોદા તેની દોલતમાં વધારો કરે અને તેની ઉમર દરરાજ થાય.

ત્યારબાદ તે તીતરોની ભેટ લાવનારને કાંઇ બક્ષીશ આપવાની તેને ફરજ પડી. પેહલે તે કાસદને પાંચ પીયાશતર આપ્યા પણ તે તેણે ઘણાજ ગુસ્સા સાથે ના પાડયા. ત્યારે એક તુમાન આપવા કહ્યો પણ તે તેણે લીધો નહીં. પછી પાંચ તુમાન આપવા કહ્યા જે તે કાસદે કબુલ રાખી કહ્યું કે એજ રકમ પેહલે ઘરથી આપી હતે તો હકીમજીની શોભા રેહતે. આ અણગમતા બનાવથી હકીમજીના દીલમાં તે ભેટ આવ્યાથી જે ખુસાલી ઉમંગ થઇ હતી તે ખુશાલી ઉડી ગઇ. તે કાસદની ચાલથી હકીમજીને એટલી તો રીશ ચહડી કે તે બાહાર ગયા પછી તેણે તે કાસદને પુસ્કળ ગાલો દીધી કે જે વિષે અગર પાદશાહને જાહેર કરવામાં આવતે તો હકીમજીને મેહલમાં પગલું ભરવું ઘણુંજ ભારી પડતે. તે કેહવા લાગ્યો કે એ પ્રકારની ભેટ તો મને ઘણીજ ભારી પડે છે. એવી એવી ભેટો બીજી દુન્યામાં થાત તો બેહતર પડત. પાદશાહનાં ખીદમતગારોનો પગાર આ રીતે આપણને આપવો પડે છે અને તે પીંડારા જેઓને કાંઇ પણ લાજ શરમ અથવા કદર રેહતી નથી તેઓ બક્ષીસની નાંધલી રકમો તો લઇ મરતા નથી અને મોટી રકમ આપણથી આપવાને જ્યારે બનતું નથી ત્યારે આપણને તેઓ ફટકાવી કાહડેછે છે નહીંતર પગની એડીમાં લોખંડનાં બતા મારે છે અને તેવી રીતનો માર મારનારા પાદશાહનાં ખીદમતગારો આપણ ઉપર કાંઇ પણ દયા લાવતા નથી. એ પ્રકારની ફરીયાદ કરતાં શાદી શું કહે છે તે મારે વીસરી જવું જોઇએ નહીં. તે સાએર કહેછે કે જેમ તમે એક બચ્ચાંના આવાજ ઉપર ભરૂશો રાખી શકતાં નથી તેજ પ્રમાણે પાદશાહની દોસ્તીની મેહરબાની ઉપર તમારે ભરૂશો રાખવો નહીં કારણ કે બાળકનો આવાજ એક રાતના બદળાઇ જાયછે અને પાદશાહના દીલમાં જો જરાક પણ ભરાંત આવ્યો તો ગમે એવી વાહલી તેની સ્ત્રી હોય તેનું ડોકુ પણ કાપી નાખેછે.

આ પ્રકારનાં વીચારો કરતાં તે હકીમ પોતાના આગલા કહેલા વીચારોથી ધભરાતમાં પડયો કે રખે ને તે કાશદ નામદાર શાહ આગળ તેની ગાળગલોચીની બાબત વિષે ફરીયાદ કરે અને તે ઉપરથી ઉપર કહેલી શકતી ભરેલી સજા તેને ખપવી પડે. તોપણ તેના ગજ-વામાંથી ગયેલા પાંચ તુમાન વિષે તે ધીરજ ધરી બેઠો.

મેં જ્યારે હકીમજીને તેના ગયલા તુમાનવિષે હાય અફસોસ કરતો દીઠો ત્યારે વીચારયું કે મારો પગાર બાંધવાની વાત આગળ ચલાવવાનો તે કાંઇ સારો શમો હતો નહીં તેથી તે વિષે ફરીથી વાત કરવાનું કામ કોઇ ઘતતા શમા ઉપર મુલતવી રાખ્યું પણ આમારા શેઠ હકીમજીની સખાવત ભરેલી ચાલ વિષે એટલું તો સાંભળ્યું હતું કે તેથી મેં મારા દીલમાં ગાંઠ બાંધ્યો કે જ્યારે બરોબર તક મારે હાથ લાગશે ત્યારે એ જમાનાના લુકમાંન હકી-મજીનો પદતો મેલવવો અને હાલ તરતતો હું નથી વરૂ કે નથી કુતરો એવો વીચાર દીલમાં રાખી સંતોષ પકડી બેઠો.

## પ્રકરણ ૨૨ મું.

### હાજી પોતાંની હાલની સ્થીતીથી બેદીલ થયો, તેણે દીલમાં આળસ પકડી અને એક ખુબસુરત સ્ત્રી ઉપર આશક પડયો.

મારી હાલની સ્થીતી ઉપર હું નારાજી થયલો અને મારો હવે પછીનો કાલ કેવો નીવડશે તેથી બીનવાકેફ એવી અચોકશ હાલતમાં હું આવી પડયાથી બીલકુલ આળશ ભરેલા દીવસો હું ગુજારવા લાગયો અને હકીમાનો ધંધો કરવાની મારી બીલકુલ મરજી ન હતી, જો કે મારી આગમચ ઘણાએક લોકો મારેથી ઓછા અને અધુરાં જ્ઞાન રાખયા છતાં હકીમુ કરતા હતા તેથી જે હકીમના ધંધાનું કામ મીરઝા હેમક ચલાવતો હતો તેની મેં કાંઇ પણ દરકાર કીધી નહીં અને તેજ વેળા તેને ત્યાંથી હું બાહેર નીકળી પડવાના વીચારમાં હતો એટલામાં મારી બેકાર હાલતમાંથી એક એવો બનાવ ઉઠી નીકળ્યો કે જેથી હકીમજીના ઘરમાંજ રેહવાને મને ફરજ પડી. તે બનાવથી મારા દીલમાં કાંઇ નવા જોસ્સા ઉભડી આવ્યા કે જે જોસ્સાનો હું ગોલામ થઇ પડયો અને તે જોસ્સાથી મારા મગજ ઉપર એટલી તો ખરાબ અશર થઈ કે લેલી ઉપર ફીદા થતો મજનુન પણ એટલો દીવાનો બન્યો ન હશે. એટલો ખોલાસો કીધા પછી મને કેહવાની જરૂર રહી નહીં કે હું ઇશકમાં ગીરફતાર થઈ પડયો.

બસંત રૂતુની મોહશમ પુરી થયલી અને ઉનાલાના સુર્યનો પેહલો તાપ એટલા તો જોરથી પડવા માંડયો કે શેહરના તમામ રેહવાસીઓ ઘરને લગતી અગાશી ઉપર પોતાના બીછાના પાંથરી સુવા લાગ્યાં અને એહમક હકીમજીનાં ઘરના બાવરચી, ગાલીચા બીછાવનાર અને હુક્કા બરદારો એવા હલકે દરજ્જાના લોકો જેવો ભોયતળેયે સુતા હતા તેમની સાથે સુવાની મારી મરજી ન હતી તેથી અગાશીના એક ખુના આગળ મેં મારૂં બીછાનું પાંથરયું. મને આ જગાએ જણાવવું જોઇ છે કે એ ખુના આગળ જે શક્ષ ઉભો રેહ તેને એ ઘરના વચલા ચોકમાં એહઠલ ફરતા હરતા આદમીઓ દીસ્તા હતા તેમાં અગત્ય કરીને તે ચોકની આજુબાજુએ બાધેલી ઓરડીઓમાં વસ્તી સ્ત્રીઓ આ ચોક ચોરશ આકારનો હતો અને તેની દરેક બોરદુએ કોઠીઓ બાંધેલી અને વચમાં ફુલનાં ક્યારા કીધેલા હતા જેમાં ગુલાબ, ગુલછડી અને ચંપેલી રોપેલી હતી, તથા સરોવરનાં ઝાડો પણ હતા. પ્રત્યેક ઓરડાને બારીઓ હતી. ત્યાંથી બાગમાં ઉગેલા ફલો દેખાતા હતા. તે બાગની એક બોરદુએ લાંકડાનો બાજત મેલેલો હતો અને તેની ઉપર ચટાઇ પાંથરી ગરમીની રૂતુમાં ત્યાંનાં રેહવાશીઓ આરામ લેતા હતા. તે ચોકનાં જુદાં જુદાં ભાગો તરફ કેટલીક સ્ત્રીઓને મેં બેઠેલી જોઇ હતી—પણ તેઓમાંથી એકે પણ પોતાની ખુબસુરતીથી મારા દીલપર કાંઇ પણ અસર કીધી ન હતી અને અગર તેવી એકુવાતે જો પોતાની ખુબસુરતીથી મારા દીલપર તેવી અસર કીધી હતે તો બીજી સ્ત્રીઓની સુરત ફરીથી હરગેજ થઇ જોતે નહીં.

- તોપણ એક રાત્રે જ્યારે સુર્ય અસ્ત પામ્યો હતો અને હું મારૂં બીછાનું બનાવવાની તૈયારીમાં હતો તે વેલા તે તરફની દીવાલ જ્યાંથી ભાગેલી હતી તે તરફ હું જોવા લાગ્યો અને તે ભીતની પાસે એક અગાશી હતી તેની પાટલી ઉપર એક જવાંન ખુબસુરત સ્ત્રીને મેં જોઇ, જે ત્યાં તંબાકુના પાતરાંને છુટા પાડી તેને પાંથરતી હતી. તે વેલા તેણીએ પોતાનો આસમાંની રંગનો બુરખો બેદરકારે પોતાનાં માથાં ઉપર નાંખ્યો હતો અને તે વાંકી વલી પાંતરાં સુકવવા મેલતી હતી તેથી તેનાં બાલ તેના મોહડા ઉપર ઉતરી પડ્યાથી તેની શીકલ ઘણી ખરી ધંકાઇ ગયાથી તેણીનો ચેહરો પુરતો મને દીશી શક્યો ન હતો,

તોપણ જેટલો ભાગ દીસતો હતો તેથી બાકીનો પુરેપુરો જોવાને મારા દીલમાં ભારી ખાયસ ઉત્પન થઇ. તેણીના શરીરના જેજે ભાગો મને દીસ્યા તે ઉપરથી તે સ્ત્રી ખચીત એક ખુબસુરત ઓરત માલમ પડી. તેના હાથ નાધલા અને મેદીથી રંગેલા હતા, તેજ પ્રમાણે તેણીના પગ પણ નાંધલા હતા. તેણીની કંમરે તેણીના લાંબા બાળ લટકતા ને ખીલતાં જોબંન ને તેની ઝલકાટ ભરેલી ખુબસુરતીએ મારા મન પર વધારે અશર કીધી હતી. મારા દીલનો જોશ જ્યાં સુધી ઉભાયલો રહ્યો ત્યાંસુધી મેં મારી નજર તેની તરફથી ખીસાડી નહીં. મારી તરફ ઉંચે તે જોય એટલા માટે મેં કાંઇક ગડબડ કીધી અને તેણીને પોતાનો બુરખો નાખવાને વીલમ લાગે તેટલો વાર તેણીનો પુનમના ચંદ્ર શરીખો ખુબસુરત ચેહરો મેં પુરતી રીતે જોઇ લીધો. જ્યારે તે સુંદર પરીએ મારી તરફ નજર કરી મને દીઠો, ત્યારે તેણીના રોશન દીદારથી હું વધારે ઘભરાતમાં પડયો અને મારા દીલમાં આતશ સરખો જોશ ઉભડી આવ્યો. અલબતે મને દીઠાથી તે નાખુશ થઇ અને તાબરતોબ બુરખો નાંખી પોતાનો ચહેરો ધાંક્યો તોપણ મને ઘભરાટમાં પડેલો જોઇ તે ખુસી થઇ હોય એમ લાગતું હતું. જ્યારે મેં તેની તરફથી મારી નજર ખીસાડીજ નહીં ત્યારે તે અંતે બોલી કે રે અજીજ તું મારી તરફ જોયા કેમ કરેછે. એ કામ ગુનાહ ભરેલું છે.

હું બોલ્યો કે નામદાર પીર હોશેનને ખાતર મારી તરફ તું જો. આદમ જાતમાં એક બીજાને પ્રેમથી ચાહવું એ કાંઇ ગુનાહ નથી. તમારી આંખે મારા દીલને બાલી જાલી કવાબ સરખું બનાવ્યું છે તમારી માતાને ખાતર તમારો બુરખો ખોલી મને એક વાર ફરીથી તમારો રોશન ચેહરો જોવા દેવો. તેને કેટલાક દબાયલા આવાજમાં કહ્યું કે એ કામ કરવા તમે મારી પાસે શા સારૂં માંગોછો. તમે જાણોછો તો ખરા કે હરેક સ્ત્રી જો પોતાનો ચેહરો ખોલ્લો કરી બતલાવે તો તે કામ ગુનાહ ભરેલું ગણાયછે. તે ઉપરાંત તમે નથી મારા બાપ કે ભાઇ કે ખાવીંદ. વલી હું તમને ઓલખતી પણ નથી. એટલા સારૂં તમે એક કુમારી કન્યા સાથે આ રીતની વાતો કરતાં જરાક લજવાતા પણ નથી? અંતે ઘણી રકજીક કરતા અંચીતો તેણીએ પોતાનો બુરખો ખીસાડયો. તે વેલા મને તેણીનો ચેહરો પુરતી રીતે જોવાની વધારે તક મલી. તે ઉપરથી મને માલમ પડયું કે તેની આંખો મોહટી અને કાંઇ અચરત સરખી કાલી હતી અને તેમાં સુરમો આંજ્યાંથી તેના ડોલામાંથી ગોયા પ્રેમના તીરો ફેંકતી હોય એમ લાગતી હતી. તેનાં ભવા ગોયા કમાન ખેચતાં હતાં અને તે ભવા ખેંચાઇને નાંખ આગલ આવી મળતાં દેખાતા હતા. તેથી તે સ્ત્રીનું રૂપ અતીઘણું રોનક આપતું હતું. તેણીનું નાંખ અનીદાર હતું, મોહડું નાંધલું અને જાતે તે ચંચલ અને ખબરદાર હોય એમ બતલાવી આપતું હતું. ટુકમાં તે અનુપમ ખુબસુરતી ધરાવનાર સ્ત્રીનું ચીત્ર બરોબર રીતે આપવાનું મારામાં બીલકુલ સામર્થ નથી, હું એટલુંજ કહું છું કે તે સુફેદ સંગેમરમરના પુટલાં સરખી સ્ત્રીનો સદાકાળ સુધી હું પુજારી થઇ રેવું તોપણ મારો બખ ધરાય નહીં એમ થઇ પડયું હતું, હું તેની ઉપર એટલો તો મોહી પડયો કે જો કે તે અગાસી અને ચોક વચે આસરે ચાળીસ ફુટનો અંતર હતો તોપણ ઝીપલું નખાવી તેણી જઇ મળવાનો મારો ઇરાદો થયો. પણ એ પ્રસંગે 'ઝીનાબ' 'ઝીનાબ!' એ પ્રમાણેનાં શબ્દ ખોખડા પણ મોટા આવાજથી પોકારતા મારા સાંભળ્યામાં આવ્યા. તેથી તે મારી સુંદર પ્યારી તેજ વખતે તે અગાસી ઉપરથી જતી રહી અને જગયા ઉપરથી મેં તેને દીઠી હતી તેજ જગયા ઉપર હું તો ઠસી ઉભો રહી ગયો, તેજ હાલતમાં હું ત્યાં ઘણો વખત સુધી ખોટી રહ્યો, એવી ઉમેદથી કે તે મેહબુબ મને પાછી આવી મળશે, પણ તે મારી ઉમેદ બર આવી નહી. મેં મારા કાન ઉભા રાખી

કઇપણ સંસારો સાંભળવાને ઇનતેજારી રાખી, પણ તે હકીમજીની બાયડીના વહડકના આવાજ સીવાય મેં બીજું કાંઇ સાંભળ્યું નહીં. તે ઘર માહેલાં લોકો તે સ્ત્રીની ડાકણ સરખી ચાલને લીધે ઘણાજ બેજાર હતા અને હકીમજીને તો તે વારંમવાર પોતાની પેજારનો સીરપાવ આપ્યા કરતી હતી.

એ વેળા સુર્ય અસ્ત પામ્યો અને સાહજ પડી તેથી નાસીપાસ થઈ હું, મારા બીછાના ઉપર સુવા જવાની વેતરણમાં હતો એટલામાં મારા સાંભળવામાં આવ્યું કે "ઝીનાબ! તમે ક્યાં જાવો છો? તમે સુવા શા માટે નથી જતા?"

એ સવાલોનો જવાબ મારી માશુકે શું આપ્યો તે મેં બરોબર સાંભળ્યો નહીં પણ જ્યારે તે અગાશી ઉપર પાછી આવી ત્યારે તે શું જવાબ હતો તે હું તરત સમજી ગયો મારૂં દીલ અંદરખાનેથી ઘણાજ જોસથી ધકધકવા લાગયું અને મારી અગાસી ઉપરથી તેની અગાસી ઉપર કુદી પડવાનો વીચાર કરતો હતો પણ જ્યારે એક ટોપલી જેમાં તેણીએ તંબાકુના પાતરા વીણી એકઠા કરી મેળ્યા હતા તે ઉંચકી લેઇ જતા જોઇ ત્યારે મારો વીચાર અમલમાં લાવવાને મેં આચકો ખાંધો તેણી જલદીથી ત્યાંથી જતા ધીમે આવાજથી બોલી ગઇ કે આવતી કાલે સાહજનાં તમે ત્યાં આવજો. એ શબ્દો મારા આખા શરીરમાં એવી રીતે રમત કરવા લાગ્યા કે તેથી ઉત્પન્ન થયલી શોચના શરીરમાં કદી પણ થઇ ન હતી. જ્યાંસુધી હું જાગૃત રહ્યો ત્યાંસુધી તે શબ્દો હું બોલ્યા કીધો. અને હું ઠાકનો મારયો તાવની ઝુમમાં સુઇ ગયો અને બીજે દીવસે જ્યારે સુર્યના કીરણો મારી આંખો ઉપર પડ્યા ત્યારે હું જાગી ઉઠયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### હાજીબાબા સાથે તે સુંદર ઝીનાબની મુલાકત થઇ અને હકીમજીના ઘરમાં તે કેવી રીતે પોતાનો વખત ગુજારતી હતી તે વિષે તેની આગળ કેટલોક ખુલાશો તેણીએ કીધો.

જ્યારે હું જાગૃત થયો ત્યારે હું બોલ્યો કે હવે હું આશક પડયો ખરો. દરૂસ્ત છે એથી કેવા ફલ નીપજેછે તે આપણે જોઇશું. ખોદાનું ચાહવુંછે તો તે કોણછે અને તે શા કામ પર હકીમજીને ત્યાં રહેલી છે તે આજ રાત્રે માલમ પડી આવશે. પણ હુંતો ખરો કે કાંઇ પણ યુક્તીથી એ છોડીને દાક્તરના ઘરમાંથી કાહડી લઇ જઇ તેના ઘરમાં રહાકુટ ઉત્પંન કરૂં. તેની સાથે પરણવાની વાત તો મારેથી બનનાર નથી. વલી મને બાયડી કોણ આપે? મારેથી મારા દીલમાં પેહરવાના કપડા પણ ખરીદ થઇ શકતા નથી—ત્યારે લગનનો ખરચ હું શી રીતે કરીશ? અલબતે ખોદાનું ચાહવું છે તો થોડા દીવસમાં હું કાંઇ પૈસા એકઠા કરીશ તો ઇનશાલાઓતાલા હું લગન કરીશ. પણ હાલતો હકીમજીને ખરચે પ્યારની રમુજ તો કરી લેઉં પછી જે બને તે ખરી.

એ વીચાર મારા મનમાં રાખી ત્યાંથી ઉઠી મેં, મારો લેબાશ પેહરયો પણ હંમેશ કરતાં વધારે જતન રાખી પેહેરયો. આગળ કરતાં મારા બાલને વધારે મેહનત લઇ વાલ્યા તેમજ મારો કમરબંધ સાફ કરી પેહર્યો અને ટોપી સેહજ માથા ઉપર એક બોરડુથી વાંકી રાખી અને મારૂં બીછાંણું ધરી કરી ચાકરોના ઓરડામાં મેલી હું બાહેર પડયો. રસ્તે ચાલતાં મારાં તનમેં ખુશબોઇ લગાડી આરાસ્તગી આપવા સારૂ હું, હમામખાનામાં નાહવા ગયો.

ત્યાં દીવસનો ઘણાક ભાગ ગાયનો ગાઇ મેં કહાડયો અને બાકીનો દીવસ કાંઇ પણ મતલબનાં સાધન વીના શેહરમાં ભટકીને મેં કહાડયો.

અંતે સાંજ પડી અને મારી માશુકને જોવાની મારી અધીરાઇનો તો કાંઇ હાગ રહ્યો નહીં તોપણ મેં વીચાર કીધો કે પુરતું અંધારૂં થાય અને જમવાનો વખત આવે કે મારાં પેટમાં દુઃખે છે એમ બાહાણું કાહડી અગાશી ઉપર સુવા જાઉં. પણ મારાં માઠાં ભાયગે તે હકીમજીને શાહની હજુરમાં વધારે વાર ખોટી રહેવું પડયું તેથી તેને ઘરમાં આવતાં ઘણો વખત લાગ્યો અને ચાકર નફરોને તો તેનાં ખાનામાંથી જે વધે તે ખવાડયામાં આવતું હતું તેથી મને મારી માશુકની મુલાકાતમાં જવાને ઘણું અસુરૂં થયું. તો પણ જ્યારે તે વખત આવ્યો ત્યારે મારાં શરીરમાં ચહડેલા જોસ્સાથી મને ગોયા તાવ આવ્યો. એ વેળા સેહજસાજ અજવાલું પડેલું હતું અને ચંદ્રે ઉગવાનું સરૂ કર્યું હતું તે વેલા મારૂં બીછાણું મારી બગળમાં મારી અગાસી ઉપર હું ગયો. તે જમીન ઉપર નાખી બરાબર પાંથરયું અને પેલી ભાગેલી દીવાળ તરફ ઢકઢકતા દીલથી દોડયો ગયો. ઘણીજ સાવચેતીથી તે દીવાળ પરથી મેં જાયું પણ ત્યાં ત્યાં તંબાકુના પાતરાં સીવાય મને કાંઇપણ બીજું નજર આવ્યું નહીં, તેથી હું તો ઘણોજ નીરાસ થયો. મેં ચોતરફ નજર ફેરવીને જોયું પણ ઝીનાબ કાંઇ નજર પડી નહીં. એક બેવાર ઠાંસીયો પણ કોઇ ઉત્તર આપનાર મળે નહીં. તે હકીમજીની ઓરત સીવાય બીજા કોઇ પણ શક્ષનો અવાજ મારા કાન ઉપર આવ્યો ન હતો અને તે સ્ત્રી ઘર માહેલા કોઇ આદમીને ધમકાવતી હોય એમ લાગતી હતી. તે કોણુની સાથે અને શા સારૂ બુમો પાડતી હતી તે મને મુદળ સમજ પડી નહીં. અંતે જયારે તે સ્ત્રી ઘણીજ રીશમાં આવી બુંમ બરાડ મારવા લાગી ત્યારે મને પ્રગટ સંભલાયું કે "રે શેહતાંનજાદી તું મને કાંમ વિષે કહેછે. હમામખાને જવા તુને કોણે કહયું હતું? કબ્બરસ્તાન આગળ તને જવાનું શું કાંમ હતું? હું ધારૂછું કે તું મને પોતાની બાંદી કરી રાખેછે અને તું પોતે મોજ મારવા જાયછે. તું કેહ કે હજુર સુધી તુને સોપેલું કાંમ તે કેમ કીધું નથી? જ્યાં સુધી તું તારૂં કામ બરોબર કરી રેહશે નહી ત્યાં સુધી હું તુને ખાવા પીવા, કે સુવા જવા દેનાર નથી. માંટે રે છોડી તું, જલદીથી તારે કાંમ લાગ અને અગરજો તે તું પુરૂ કરયા વગર આવીશ તો હું તને એટલો તો સકત માર મારીશ કે તારા હાથનાં નખ પણ ઉખડી જશે." એ ઉપરથી મેં કાંઇ આંચકો મારતા અને ધસારો કરતા સાંભલ્યો અને મેં મારી માશુકને દેખાઇતી દલગીરી સાથે તે જગયા તરફ જતી જોઇ કે જ્યાં તેણીને એક મીનીટ આગલ ન દીઠાથી હું ઘણોજ નાસીપાસ થયો હતો. રે પ્યાર, એ કેવી અચરત સરખી ચીજછે. જે આદમી, એ ચીજથી ગીરફતાર થયલું હોયછે તે પોતાનો હરખ પુરો પાડવા કેવી કેવી યુકતીઓ કરેછે અને પોતાની અકલને કેવી તેજીથી વાપરેછે? હું તરત ચેત્યો કે મારી સાથે મુલાકાત કરવા સારૂ મારી માશુકે આ તહરેવાર તદબીરો શાંધી રાખી હતી તેટલુંજ નહીં પણ તે મુલાકાતની લંપટ વધારે વખત સુધી ભોગવવાને તક મલે એટલા માંટે એવી તદબીર કીધી હતી કે શેપેલું કાંમ અધુરૂ મેલીને જો પોતે પાછી ફરે તો તેણીને ખાણું પીણું મલે નહીં એમ હકીમજીની બાનુંએ ખામખા સરત કરી હતી. મારી માશુકે મને દીઠો તો ખરો પણ તેણીના શરીર પર આવી પડેલું વાદળ જ્યાં સુધી નરમ પડયું નહીં ત્યાં સુધી તેણીએ મને મુદલ ગણ્કાર્યો નહીં અને જ્યારે શઘળી તરફથી સમાધાની થયેલી માલમ પડી ત્યારે તે, મારી આગળ આવી પણ તે મને જોય શું કે હું ઝડપમાં જઇ તેને બગળમાથી પકડી બેઠો. આ મુલાકાતથી અમને એક બીજાના દીલમાં કેટલી અને કેવી ખુસાલી ઉત્પંન થઇ હશે તે

વિષેનો ખ્યાલ તમે ધારો, જેઓએ મોહબતનુ અમૃત સરખું પાણી પીધું હશે તેઓથીજ થઇ શકશે તે ખ્યાલની ખુસાળી શબ્દોમાં કહી શકાતી નથી.

મારી શુંદર બાનુંથી મને માલુમ પડયું કે તે એક કુરદ સરદારની દીકરી હતી. અને તેણીને તેના બાલપણુમાંથી તેના આખા કુટંબ તથા તેમના ઘરને લગતા ગાય ઢોર શમેત કેદ કીધાં હતાં અને કેટલાક સબબો જે તેણીએ પાછલથી જાહેર કરવા મને કબુલાત આપી હતી તે સબબોને લીધે તે હકીમજીના હાથમાં આવી પડી અને તેને પોતાની બાંદી કરી રાખી હતી.

અમો એક બીજાં સાથે આવી મલ્યાની ખુસાલીનો જોશ નરમ પડયા પછી મારી માશુક તરફ જે હકીમજીની ઓરતે ચાલ ચલાવી તેણીને હેરાંણુ કરતી હતી તે વિષે તેણીએ પોતાનો ગોસ્સો ખોલલો કરી જણાવ્યો. તે મને કેહવા લાગી કે તે હકીમની રાંડે મને કેવી કેવી ગાલો દીધી તે અલબતે તમે સાંભળી હશે. એ કાબા રાંડે મને ઇમાંન વગરની અને અધર્મી અને ડુવર કેહવામાં કસું બાકી રાખ્યું નથી. સદા એજ પ્રમાણે ગાલોથી તે મને ઢોઇ નાંખેછે. મારા કરતાં એક કુતરાને પણ વધારે માંનછે. એ રાંડને લીધે એના ઘરમાં વશનારાઓ સર્વે મને જબુન બોલે છે,—કોઇ પણ મારી સોડ સાંધતું નથી. મારૂં કલેજું બલી જલીને કોલસો થયુંછે અને મારો પ્રાણ કરમાઇને સુકાઇ ગયો છે. મને સેહતાનનું ફરઝંદ શાને માટે કેહવું જોઇએ. હંમેશ આપણે શેહતાનથી બીહતાં રહીયે છીએ અને હું પુછવા માગુંછું કે શેહતાનથી બીહતું કોણ નથી? હું જાતે કુરદછું અને અમે બુલંદ પાહડોમાં વસનારા છઇએ. એ રાંડ જો અમારા મુલકમાં આવે તો કુરદની દીકરી તેની એવી ધાટકી ચાલનો સ્વાદ સારી પેઠે ચખાડે?

મારેથી બને એટલો દીલાસો મેં તેને આપ્યો અને મેં તેણીને સારી પેઠે સમજાવી કહ્યું કે જ્યાં સુધી તેનું વેર લેવાની સારી તક તેને હાથ લાગે ત્યાં સુધી તેને તેના વેરભાવને દાબી રાખી ચાલવું. તેણીએ મને જવાબ દીધો જે "હવે હું બીલકુલ નીરાશ થઇ છું કેમકે મારા સર્વે કાંમો ઉપર એવી તો ચોકી રાખ્યામાં આવે છે કે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જો હું જાઊં તો તેજ વેલા મારી શેઠાંણીને તે વાતની ખબર થાય છે. હકીમજી પોતે કોઇ નીચ ખાંનદાનીછે અને પાદશાહનાં જનાનખાંનાને લગતી એક બાંદીની બદ ચાલને લીધે પાદશાહે જેને કાહડી મેલેલી તે સ્ત્રીની સાથે પાદશાહનાં હુકંમથી તેણે નેકા પાડયા છે. પાજી સ્વભાવ અને અતી ઘણી તકોબરી, જેથી તેને તેનો આગળનો વગ અને કાબુ સદા યાદ આવે છે એ ગુનાહ સીવાય હકીમજીને માટે તે કાંઇ પણ બીજી રીત લાવી નથી. તે હકીમજીને પોતાનાં ખાસડાંનાં તલીએ દાબેલો રાખેછે અને અફસોસ કરવા સરખી રીતે તેણીએ પોતાનાં ખાવીંદને પોતાને તાબે કરી રાખ્યો છે. તે સ્ત્રીની પાસે એસવાને તે હીંમત ચલાવી શકતો નથી અને કોઇ દીવસે તે રાંડની મરજી થાય તોજ તેને બેસવા દેછે. તે સાથે તે એટલી તો અદેખાઇ ભરેલી છે કે તેના ઘર માહેળી પ્રત્યેક બાંદી ઉપર તે સંભવ લઇ જવા વગર રેહતી નથી. હકીમજી પોતે ઘણો લોભી પુરૂષ છે અને તે મોટે મરતબે ચહડયોછે તેથી ઇનશાનની જાતી ખોડ ખાપણ તેનેથી બતલાવ્યા વીણા ચાલતું નથી અને વખતે વખત પોતાના જનાનખાંનાંને લગતી સુંદર બાંદીઓ ઉપર ખાટી મીઠી નજર ચલાવ્યા વગર તેને ચાલતું નથી તેથી તેની બાયડી તેની ચાલ તરફ ઘણીજ ભ્રાંતની નજરે જોયછે અને જરાક કોઇની સાથે તે તેને વાત કરતો અથવા કોઇ પર નજર કરતો અથવા ઇસારત કરતો જોયછે તો તેની ઉપર પોતાના ગુસ્સાના વાદલો ઉલટાવી આખો દીવસ તેની સાથે ઝઘડો ચલાવ્યા કરેછે. મારી પોતાની તરફ પણ હકીમજી ઘણીજ પ્રીત ભરેલી નજરે જોયછે અને તે તેની રાંડથી દેખી શકાતું નથી એટલા માટે

જનાનખાનાના જાસુસોના ટરકટો ધંમધુકાર ચાલુ થયલા છે, એ બાઇસાહેબ જ્યારે પોતે હમામખાને અથવા મશીદે જાયછે ત્યારે જેમ લગણુની વેલા દરેક બાંદીને તેના કામ, વખત અને જગ્યા પ્રમાણે મેલવમા આવેછે તેજ પ્રમાણે તે કરેછે."

મારી બચગીના વખતમાં મેં જોયલા મારા ઘરના જનાનખાના સીવાય બીજા કોઇના પણ જનાનખાનાની માહીતી ન હતી તેથી આ હકીકત સાંભળી અચરત થયો અને જેમ જેમ ઝીનાબ, આ હકીમજીના ઘરમાં પોતાની ઉપર વીતેલી વાતો આગળ ચળાવતી તેમ તેમ મારી જીજ્ઞાસા વધતી ગઇ. ઝીનાબે મને જણાવ્યું કે આ ઘરમાં મારી બાઇસાહેબ ઉપરાંત અમો બીજાં પાંચ આસાંમીઓ છીયે, જેમકે શીરીન તે જ્યોરજયન બાંદી, હબસન ગોલામડી, નુરઝેહાંન, બબરચંન ઝાતમાં તથા બીબીસાહેબનું અગત્યનું કામકાજ કરનાર લીલાં ડોસાં તથા મારી બાઇ જેને ખાનમ કરીને કેહછે તેની હું મદદની બાંદી છું. હું તેનો હુક્કો ભરી આપુંછું તેને કાફીનું પ્યાલું આપુંછું, તેનું ભોજન લાવી તેની આગળ મેલુંછું, તેની સાથે હમામખાને જાઉછું તેના કપડાં ઉતારવામાં તથા પેહરાવવામાં મદત કરૂછું, તેનાં કપડાં સીવી આપુછું તપકીર કરવા તંબાકુ શુકવીને ઘુંટી આપુંછું અને વખતે વખત તેની હજુરમાં ખડી રહુંછું. જ્યારજયન બાંદી ઘરની રખેવાલી કરેછે, મારા શેઠ શેઠાંનીના બલકે આખા ઘરના આદમીઓના કપડાંની જાલવણી તે કરેછે. ઘરનો ખરચ ખુટન ચલાવે છે, ઘરમાં અનાંજ તથા બીજો સરસામાંન ભરી રાખેછે. રૂપાકામ, કોડીકાંમ અને બીજા સઘળી પ્રકારનાં વાસણોની તે સંભાળ કરેછે ટુકમાં ઘરમાં જે જે અગત્યની અને કાંમની ચીજો છે તેની તે સંભાળ રાખેછે. કાલી બાંદી નુરજેહાનનું કાંમ સેતરંજી તથા ગાળીચા બીછાવવાનું છે; જે જે નજીશ અને હલકાં કાંમો હોયછે તે તે કરેછે, ઓરડા માહેલો કચરો વારેછે–ચોકમાં પાંણી સીપેછે, બાવરચીને મદદ આપેછે, પેગાંમ પોહચાડેછે, તથા પેકેટ લાવ લઇજાવ કરેછે તથા ઘરમાં હરેક કોઇ બોલાવે તેનું કામ કાજ તે કરેછે. લીલાં ડોશી જવાન બાંદીઓની તકેદારી કરેછે. તેની બાઇનું જે કાંઇ બાહેરનું કામકાજ હોય તે કરેછે તથા તે ખાનગી બીજાં જનાનખાનામાં હરેક પેગામ મોકલે તે લઇ જાયે અને તેનો જવાબ લાવેછે, તે સાથે કેટલાકો એમ પણ ધારેછે કે હકીમજીનાં કાંમ તથા ચેનચાલા તરફ પણ તે નજર રાખતી રહેછે. અમો આપસ આપસમાં તો એકબીજા સાથે પાજી થઇને લડયા કરીએ છીએ, વલી અમારામાંથી બીજીઓને પડતી રાખી એકુએની સાથે સહીપણાનો ગાંઠ બાંધીએ છીએ. હાલનીજ ઘડીએ મારી તથા પેલી જ્યારજયન બાદી વચ્ચે છરી–કાંતાનું વેર ચાલેછે. કારણ કે થોડા દીવસની વાત ઉપર તેણીએ જોયું કે તેનું ભાયગ કાંઇ તેને યારી આપતું નથી તેથી કોઇ દરવીશ પાસેથી એક તાવીજ લાવી. જે દીવસે તે તાવીજ લાવી કે તેજ દીવસે હકીમજીની ખાનંમે તેણીને એક નવી ચોલી ભેટ કીધી. એ બનાવથી મારાં દીલમાં એટલી તો અદેખાઇ ઉત્પન થઇ કે તેજ વેલા હું એક દરવીશ પાસે ગઇ અને કોઇ સારો ભરથાર મલે તેવું કાંઇ અજમતી તાવીજ માંગી લાવી અને તેજ સાહાંજના તારા સરખાં જવાન ફાંકડાંને મેં અગાસી ઉપર દીઠો. હવે મારા સુખનો ખ્યાલ તમેજ કરી લેવો. પણ તેમ થયાથી મારી તથા શીરીન વચ્ચે મીનાકેસો ચાલવા લાગ્યો અને પાછલથી એક બીજાનો તીરસ્કાર કરવા શીખ્યા અને હાલ એક બીજાના કત્તા વેરી થયાં છીયે. કદાચ અમે જલદીથી એક બીજા વચ્ચે પાછી દોસ્તી કરીશું. નુરજેહાન અને મારી વચ્ચે સહીપણાનો ગાંઠ હાળનો ઘણોજ મજબુત બંધાયલો છે અને મારી શીખવણીથી આ જ્યારજ્યંન બાંદીની વીરૂધ તરેહવાર વાતો નુરજેહાંન ખાનમનાં કાંનમાં ભરી આવે છે. થોડા દીવસની વાત ઉપર શાહનાં મેહલમાંથી આપણી ખાનંમને માટે ઘણીજ તોહફા મીઠાઇ ભેટ આવી

હતી. તેમાંથી થોડીક વાપરયા પછી બાકી જે રહી હતી તે સુવા ખાઇ ગયા તે તકનું બાહનું લઇ અમોએ ખુમ ઉરાડી કે તે મીઠાઇ તો શીરીન દબાવી ગઇ. તે ઉપરથી ખાંનમનાં હુકમથી નુરજેહાંને શીરીનનાં પગ ઉપર કેટલાક ફટકા મારયા હતા. એક દીવસે મેં મારી બાઇનું દુધ પીવાનું કીમતી પ્યાલું ભાજી નાખ્યું. તેનો દોષ શીરીનને માંથે નાખ્યો તેથી તેને તેવું પ્યાલુ ભરી આપવાની ફરજ પડી હતી. હું સારીપેઠે જાણુંછું કે તે મારા રાઇતાંમાં મશગુલ છે કેમકે તે તથા પેલી દદા લીલાડોસી કલાકોના કલાક સુધી કોઠડીમાં ભરાઇ ગુસગુસ કરે છે. તે સબબને લીધે એ દદા ઉપરથી તો આપણી ખાનમ ઓવરાઇ ઓવરાઇ જાયછે. તેણીનાં હાથમાંથી આવેલી કોઇપણ ચીજ હું મોહડામાં ઘાલતી નથી તે એવી ધાસતીથી કે રખેને તેમાં ઝેર ભરેલું હોય અને તે સ્ત્રી પણ મારી સાથે તેવીજ ચાલ ચલાવેછે તમારે એમ નહીં સમજવું કે એક એકને ઝેર આપી મારી નાખ્યે એટલો જોસ પર અમારો તીરસ્કાર ચહડયો છે પણ દેશનાં પ્રત્યેક જનાનખાનામાં એજ રીતનો રવૈયો ચાલેછે અને એજ રીતે સર્વે કોઇ પોતાના જાંનની સંભાળ રાખેછે. હાલ સુધી તો એકજ વેલા અમે એકબીજા ઉપર હાથ ચાલાકી કીધી છે. તેણીએ મારી ઉપર થુક નાંખી કહ્યું કે શેહતાંન ઉપર લ્યાનત પડજો અને હમે યજદી ટોલાના લોકો શેહતાંનને માંન્યે છીએ તેથી તેને લ્યાનતના શબ્દો વાપરયાથી મને ઘણીજ રીશ ચહડી આવી હતી તે એટલા સુધી કે અમો પેહલાં તો એકબીજાને ફારશી ભાશામાં જેટલી દેવાય એટલી ગાળો દીધી અને પાછલથી એકબીજાના લટયાં એટલાતો જોરથી તાન્યા તથા પીખ્યાં કે દરેકનાં હાથમાં એક એકના બાલો આવ્યા હતા. અંતે લીલાંડોસાં વચ્ચે પડયાથી અમે લડતાં છુટાં પડયાં અને તે પણ પોતાની પાંતીની ગાળો દેવા લાગી તેમ મેં પણ તેણીને જતી મેલી નહીં. અંતે ગોસ્શા અને રીશથી અમારાં ગલાં શુકાઇ ગયાં. આ રીતની મારામારી થયા પછી અમારો જોસ્સો ઘણોજ નરમ પડયો છે પણ શીરીનની દુશમની મુદ્દલ ઘટી નથી કારણ કે હરકોઇ બાહાને તે પોતાની અદાવત મને બતલાવ્યા વગર રેહતી નથી.

હાજીબાબા કેહછે કે એ રીતે મારી પ્યારી ઝીનાબે કેટલોક વખત સુધી મને ગમત આપી અને જ્યારે છેક બામદાદનો વખત નજદીક આવ્યો અને મશીદના બાંગયા બોમ પાડવા લાગ્યા ત્યારે અમોએ એક બીજાથી છુટું પડવાને દરૂસ્ત વીચારયું અને તે સાથે અમે એક બીજાને જ્યારે તક મળે ત્યારે જોવાને વચન આપ્યા. તેણીએ મને કબુલાત આપી કે જ્યારે પણ મને મળવાની તે ગોઠવણ કરી શકે ત્યારે તે ચોક માહેલા એક ઝાડ ઉપર તેનો બુરખો સુકાતો મેલ્યાથી હું અગાસી ઉપરથી તે જોઇ તરત પામી જઇશ કે આજ રોજે મારી મુલાકાત લેવાને મારી પ્યારી જાને મુસ્તાકી બતલાવી છે અગરજો તે ઇધાની દીઠામાં ન આવે તો મારે સમજવું કે આજ રોજે મુલાકાત થઇ શકે એવો સંભવ નથી.

---

## પ્રકરણ ૨૪મું.

### તે આશક તથા માસુક એક બીજાની ફરીથી મુળાકાત લેવા પાંમ્યા અને તેમ થયાથી તેઓ એટલીતો ખુશાલીની લેહરમાં આવ્યા કે હાજીબાબા તે ખુશાળી જણાવવા સારૂ ગાયન ગાવા મંડી ગયો.

બીજે દીવસે સાહાંજના હું તે અગાસી ઉપર ચહડયો એવી ઉમેદથી કે મારી માશુકે મારી મુળાકાત લેવાને પોતાના બુરખાની નીશાન મેલી હોય તો તે હું જોઉં પણ મારી દીલબર આશા ભ્રષ્ટ થઇ. બુરખો કાંઇ મને દીસ્યો નહીં તેથી હું નીરાશ થઇ બેસી ગયો.

આગળ જે તંબાકુના પાડદાં તથા તે સુકવવાના અગત્યના વાસણો ત્યાં દીસ્તાં હતાં તે કાંઇ-પણ નજર આવ્યું નહી અને ચોકમાં સઘલી તરફથી ચુપાચુપ થયલું હતું અને હકીમ-જીની બીબી જેનો આવાજ હાલ મારી મતલબને તાંકને બુળબુળ સરખો મધુર ગણવા લાગ્યો તે વેળા તેનું પણ ઘાંતુ ગોયા સીવાઇ ગયેલું લાગયું. આખા મકાનમાં લીલાં ડોસાં જે પોતાંની સપાટ ઘસડતી ઘસડતી ચાળતી હતી તેનો ખખરાટ માત્ર સંભળાતો હતો. દુરથી પાદશાહના બેંડનો આવાજ ઉપરા સાપરી સંભળાતો હતો અને પરગમ તથા કરનાય અને બ્યુગલના વાગયાથી જણાયું હતું કે સુર્ય અસ્ત પામ્યો. જુદે જુદે ઠેકાણે બાંગયા બુમ મારી જણાવતા કે સાંહજની નીમાજનો વખત થયો, તેઓનાં આવાજો મને સંભળાતા તે સાથે પોલીસના આદમીઓ નાંધલા પરગમો વજાડી લોકોને પોતાની દુકાનો બંધ કરી ઘરે જવાની ચેતવણી આપતા તે પણ મારાં સાંભલ્યામાં આવતું હતું. પાદશાહના મેહલને લગતા ચોકી કરવાના બુરજો ઉપરથી પેહરાગીરો જે બુમ મારતા તેપણ મને સંભલાતુ હતું અને રાતે જેહાંન ઉપર પુરતી ગાળેબી મેલવી તોપણ તે હકીમજીનાં જનાનખાનામાંથી કસારીનો પણ અવાજ મારા સાંભલવાંમાં આવ્યો નહી.

મેં મારાં મનમાં પુછયું કે આ મકાનમાં આ રીતનું સમસાન થવાનું કારણ શુ હશે? અગર જો તેઓ હમાંમખાને ગયાં હોય તો એટલું અસુરૂ થાય નહીં, વળી હમામખા-ના સ્ત્રીઓને માટે સહવારનાંજ ઉઘડે છે. યાતો કોઇ માંદું પડયુ હોય કે યાતો કોઇના લગન હોય કે યાતો કોઇનો જનમ થયો હોય અથવા કોઇને ભુમીદા કરવા ગયા હોય. અ-થવા હકીમજીને ફટકાવી કાહડયા હોય. ટુકમાં એક અટકલ ઉપર બીજો અને ત્રીજો અટ-કલો કરતાં કરતાં હું બેજાર થયો એવામાં એકાએક તે મકાનના દરવાજા આગળ એક મોટો ઘસારો થયો અને સપાટો ઘસડાતી હોય તેવો આવાજ નીકલતો મને માલમ પડયો અને તે સાથે કેટલીક સ્ત્રીઓનો તેમાં અગત કરીને તે ખાંનમનો બોખડો અવાજ નીકળતો સંભલાયો વલી કેટલાક ૧૬ બતીથી શલગાવેલા ફાનુશો હીયાં ત્યાં ફેરવતા હતા જેથી કેટ-લીક સ્ત્રીઓના ચેહેરા મારી નજરે પડયા અને જ્યારે તેઓએ પોતાના મોહડા ઉપરના બુરખા કાહડી નાખ્યા ત્યારે તે સ્ત્રીઓના ટોલામાં મારી બાનુ ઝીનાબને જોઇ તેથી મેં ઠેરાવ રાખી ધીરજ ધરી તેને જોતો ને જોતો રહ્યો કે હજુર પણ તેની સાથે મુલાકાત થઇ શકશે અને તે ખરૂં પુછાવો તો મને તે આવી મળતાં ઘણો વીલમ લાગ્યો ન હતો. ઘણીજ સાવચેતી રાખી આસ્તેથી તે મારી આગળ છુપાઇથી આવી અને કેહવા લાગી કે કેટલાક ન ધારેલા બનાવોને લીધે હાલની હાલ મારી સાથે તે મુલાકાત કરે, તેમ બનનાર નથી કારણ કે ત્યાંથી એક મીનીટ પણ મને એ લોકો વીહલી પડવા દેનાર નથી પણ જો ખોદાનું ચાહવુંછે તો સેહેજ વખતમાં તમારી મુલાકાત નીરાંતથી લેવાની ગોઠવણ કર્યા વગર રેહનાર નથી. ઝડ-પથી જતા જતા તેણીએ મારી આગળ બોલાશો કીધો કે તેની બેન જે નામદાર શાહના જનાનખાનાને લગતી બાંદી હતી અને પેહલા તેને ખબર મલી કે તે અતી ઘણી બીમાર પડી હતી અને પાછલથી જણાયુ કે તે મરણ પાંમી તેથી ખાનમબાઈને પોતાની બેહનને મોહડે પડવાની જરૂર પડી હતી એને આપણા લોકોના રીવાજ પ્રમાણે માહેતમનું ડોલ વ-ધારે બતલાવવા સારૂ ખાનમ પોતાની સાથે હકીમજીના ઘર માહેલી સર્વે સ્ત્રીઓને લેતી ગઇ હતી ત્યાં તેઓએ આખ્ખો દીવશ એટલી તો બુમ બરાડ અને ચીચાડા પાડયા કે તે-મના ઘાંટાં પણ બેસી ગયાંછે. મારી બાઇએ પોતાની બેનનો શોગ પાલવા સારૂ પોતાના કપડાં ફાડયાં હતાં પણ તેણીના દીલમાં જે કીનખાબનું નવું બદન હતું તેની જતન રાખી એક બે ઠેકાણેથી સેહેજ તેની શિવણ ઉખેડી નાંખી હતી. મરનાર સ્ત્રીને ભુમીદા કરવાનો બીજો દીવસ મુકરર કીધેલો

હતો તેથી તેને માટે રદંન જારી રાખવા સારૂં બામદાદને વખતે ત્યાં જવું હતું. એ ખીદમત માટે તેણીને એક કાળા રંગનો રૂમાળ ભેટ મળવાની તથા મીઠાઇ જમવાની વકી હતી. એટલું બોલી મારી સુંદર બાનું મારેથી છુટી પડી પણ કેહતી ગઇ કે બીજી સાહાજે મને પાછી આવી મળવાની વેતરણ કરીશ તેથી આગળ જે ઝાડના રોપા ઉપર કપડાંની નીશાન નાખવા કહી હતી તે જોવાને ભુલવું નહીં.

જ્યારે બીજે દીવસે બામદાદને વખતે હું નીંદમાંથી ઉઠયો ત્યારે ઉઠતાને વાર તે નીશાણ જોઈ અજબ થયો અને તેજ વખતે ઝીનાબે ઇસારત કરી મને પોતાની પાસે બોલાવ્યો. તેજ વેળા તે અગાસી ઉપરથી નીચે ઉતરયો અને ઝીનાબની બાઇના મોહટા દીવાનખાનામાં જઇ ઉભો. તેજ વેળા મારા મનમાં ધાસ્તી પેઠી કે જે જગો કોઇ પણ બેગાના મરદને દાખલ થયલો દીઠાથી તેને તેજ વેળા સજા થાય તેવી જગોએ હું જઇ ઉભો હતો પણ દીલ લુટી લેનારના નખરાં અને હસતાં મુખડાથી મને હીંમત આવી તેથી હું આગળ વધ્યો.

તેણીએ મને કહ્યું કે રે યાર હાજી તમે આગળ ચાલો અને તમારા દીલમાં જરાક પણ ડર રાખશો ના. તમારી ઝીનાબ સીવાય હ્યાં બીજું કોઇ નથી અને આપણું ભાગ્ય રોશન હશે તો આજનો આખો દીવસ આપણે અમનચમનમાં રહીશું. મેં પુછયું કે આ ગોઠવણ એવી ચમતકારીક રીતે કરવાને કેમ સુજ પડયું? ખાનમ બુ ક્યાં ગયા? ઘેર માહેલી બીજી સ્ત્રીઓ કીયાં ગઇ? અગર તેઓ નથી તો શું થયું પણ પેલા હકીમજીના પજામાંથી હું છુટી શકનાર નથી. તે ફરીથી બોલી કે તમારે કાંઇ પણ પ્રકારની ધાસ્તી રાખવી નહીં. આ ઘરના પ્રત્યેક બારણા બંધ કરી તેમના અડગડા દીધાછે અને હરકોઇ શક્ષ આવશે તો હું બારણું ઉઘાડતાં એટલો તો વીલમ લગાડીશ કે તમને અત્રેથી નીકળી જવાને સવલ પડશે પણ તે વીષેની કાંઇ ધાસ્તી નથી. બીજી સર્વે સ્ત્રીઓ તો મયતમાં માહેતમ કરવા ગઇછે અને હકીમજીને મારી બાઇએ એટલો તો પોતાના પગ તળે દાબી રાખ્યો છે કે કાંઇ પણ બાબતમાં તેના મોહડામાંથી એક હરફ પણ કાહડવાને તે હીંમત ચલાવી શકતો નથી અને હાલ હું ઘરમાં એકલીજ છું તેથી ઘરથી ત્રણ ફરશંગની વેગળાઇએ તેને કાંઇ કામે એ બાઇએ રોકી રાખ્યો છે.

તે બોલી કે હું તમને જોઊંછું કે તમે ઘણુંાજ અજબ થયલા દીસો છો. પણ તમને જાણવું જોઇએ છે કે હવે આપણું ભાયગ વધારે રોશન થતું જાય છે અને આપણે એક બીજાને જે વખ્તે આવી મલ્યા તે ચોઘડયું ઘણુંજ સારૂં હસે. હાલતો આપણે જેમ ચાહ્યે છીયે તેમ બને છે. મારી સોબતન જ્યારજયંન બાંદીએ ખાનંમને સમજાવી છે કે લીલા હરેક કોઇના ઘરમાં મરણ થાય છે ત્યારે સર્વે કોઇને રદંન કરાવવામાં ઘણીજ માહેર છે—કેમકે એ હુનરની તેણીએ બચગીના વખતથી તાલીમ લીધી છે અને તેથી ખાનમની બેનના મરણનો શોગ કરાવવામાં તે ઘણીજ અગત્યની થઇ પડી છે. અને મારા કરતાં તેણીને વધારે પસંદ કરે છે કેમકે હું જાતે ખુરદ છું તેથી ઇરાંની લોકોનાં રીવાજથી પુરતી વાકેફગાર નથી. અલબતાં એ સઘળું જે થાય છે તે મને એક કાળો રૂમાલ અને બીજી કાંઇ ચીજો મલવાની હશે તે નહીં મળશે. તે ઉપરથી મને ઘરમાં રહેવા દીધી છે અને એક કલાક થયો તે સઘળા આ ઘરમાંથી ખાંનંમની બેનને ત્યાં ગયાં છે. અલબતાં મને એકલી મેલી જવાનાં કામમાં હું ઘણીજ સારીપેઠે ખાંનમ સાથે લડી હતી. પણ ખોદાના સુક્રના કરો કે જે કાંઇ બન્યું તે ઠીકજ થયું છે—તેથી આપણે હાથ લાગેલા વખતનો આપણુથી બને એટલો લાભ લેઇએ.

એટલું બોલી તે બાવરચીખાંનામાં મારે માટે નાસ્તાનો ખુમચો તૈયાર કરી લાવવા ગઇ અને તેમ થયાથી હું એકલો ત્યાં રહ્યો કે જેથી મને તે ખાનંમનાં આખા જનાંનખાનાને લગતા ખુને ખુના તપાસવાની તક મલી કે જેમ કરવાને કોઇ પણ વગર પરણેલા પુરૂષને કોઇ કાલે પણ તક મલતી નથી.

હું પેહલાં તો ખાનમના ઓરડામાં ગયો તે ઓરડામાં એક મોટી બારીમાંથી હેઠલનો બાગ નજર આવતો તે બારી ઉપર એક મોટો ચક નાંખેલો હતો. તે ઓરડાના એક ખુનામાં તે ખાનમની રાબેતા મુજબની બેઠક કીધેલી હતી તે બેઠક એક રેસમી ગાલીચા ઉપર બીછાવેલી અને નરમ પીછાની એક મોટી કુસીન તે ઉપર મેલેલી હતી જેની ઉપર સોનેરી જડાવથી ગુઠેલું રેશમી કપડું નાખેલું તથા તેના ચારે ખુના ઉપર શોભઇતાં ફુલો ગુંઠેલાં હતાં એ બેઠક આગળ એક આરશી મેલેલી હતી તથા એક પેટી ભરી તહરેવાર નવાઇ સરખી બનાવટની ચીજો મેલેલી હતી. એક રૂપેરી દાબરી ભરી શુરમો અને તે આંખમાં ચોપડવાનું તેવુંજ હથ્યાર, એક જોડી માંદસ્યા અને તેમા તલેસમાતી હરફ કોટરેલા હતા તથા બાલ ઓરવાની તથા બાલ સરખા રાખવાની કાંશ્કી તથા કનાઇ તથા છરી કાતર વીગરે ઇત્યાદી ચીજો મેલેલી હતી. એજ ચીજોની પાસે એક સીટાર તથા ટંબોરો મેલેલો હતો. ફ્રેમ વગરના પીકચરો દીવાલ ઉપર લટકાવેલા હતા અને ઓરડાના છેડા આગળ એક અભરાઇ જે જડેલી હતી તે ઉપર ચીનીકામ તથા કાચ કામના વાશનો મેલેલાં હતાં. તે ઓરડાની એક બોરડુએ સીરાઝ વાઇનના સીશા મેલેલા હતા તે માહેલો એક સીશો તરતનોજ ઉઘાડેલો અને તેની ઉપર ગોલાબનું ફુળ મેળી તે બંધ કીધેલો હતો. તે ઉપરથી તે ભલી સ્ત્રીએ પોતાની બેનના મરણનો ગમ દાબી નાખવા તેજ સહવારના તે સીશો ઉઘાડયો હોય એમ લાગતુ હતું.

તે ઉપરથી મારા મનમાં આવ્યું કે તે ઘરમાં નામદાર પેગામબરના ફરમાનને લોકો ઝાઝા ગણુકાવતા ન હશે. સરાબનું નામ લેતા વાર કેટલાક લોકો કેવું પોતાનું મોહડું મળકાવી સરાબને હરામ ગણાવે છે તે ઉપર કેટલું વજન આપવું તે હવે હું સીખ્યો. આપણા હકીમજી સાહેબ જેવન ઘરની બાહેર સરબત અને પાણી પીને લોકોને ધર્મીપણું જણાવે તેવન તેનો ખંગ ઘરમાં સરાબ પીને વાલી લે તેમ થયલું લાગતું હતું.

એ ખાનમનો ઓરડો તથા ચાકર નફર અને બાંદીઓના ઓરડા હું જોઇ તપાસી રહ્યો એટલામાં અમારે વાસ્તે ઝીનાબે નાસ્તો તૈયાર કરી અમારે વાસ્તે ખાનમના ઓરડામાં લાવી મેલ્યો. હું તથા ઝીનાબ એકબીજાની પાસે લગોલગ બેઠા અને ગાદીનું ઉપર મેં ધ્યાન કીધું તે ઉપર આરામ લીધો. ઝીનાબે જે ખાનું તૈયાર કરી મેલ્યું હતું તેવું ખાનું મેં કોઇપણ દીવસે અને કોઇપણ ઠેકાણે ખાધું ન હતું. ઇરાની પાદશાહોના શુક્રાને ઝેબ આપે એવી ભાતભાતની ચીજો લાવી મેળી હતી. તરેહવાર પકવાનની સાથે મીઠાઇ મેવો તાજો તથા શુક્રો રકાબીઓમાં લાવી મેલ્યો હતો. તે સાથે પનીર પણ મેલેલું હતું મધ, શરબત, દહી વીગેરે જે જે મનને ભાવે એવી ચીંજો તેણીએ લાવી હાજર કરી. મેં તેણીને પુછયું કે એટલા થોડા વખતમાં એટલી બધી તમામ ચીંજો લાવી મેલેલી દીઠાથી મને ઘણીજ અચરતી લાગે છે તે મને સમજાવવું જોઇયે છે. આ પ્રકારનો નાસ્તો નામદાર શાહની ટેબળને ઝેબ આપે તેવો છે.

તેણીએ જવાબ દીધો કે તે વિષે તમારે કાંઇ કનવાર કરવી નહીં પણ હવે તમે બીસમલ્લા કરયા જાવો. ગઇ રાત્રે આગમચથી સવારને માટે નાસ્તો કરવાની મારી બાઇએ વરદી આપી હતી. પણ આજ સહવારની તેણીએ પોતાનો વીચાર ફેરવી ઠરાવ કીધો કે તેની મરનાર બેહનના ઘરમાં જમવું. તેથી તમામ તૈયાર કીધેલું ખાનું મેલીને તે ચાલી

ગઇ છે. મને તે વિષે કસી પણ મહેનત લેવી પડી નથી માટે ચાલો આપણે એ ખાનાંને ઇનસાફ આપી મોજ મજાહ કરી લઇયે.

એ પ્રમાણે ખાનમના ખુદ ઓરડામાં અને તેણીની બેઠક ઉપર બેસી તમામ હાજર કીધેલી ચીજોને અમોએ પુરતો ઇનસાફ આપ્યો તે એટલાં સુધી કે હવે પછી આવનારને માટે કાંઇ પણ બાકી રાખ્યું નહીં.

ખાનું ખાઇ હાથ પાક કીધા પછી અમોએ સરાબનો સીસો અમારી આગળ મેલ્યો, અને શરાબ પીઇને જોકે અમે પેગમ્બરના કલામને તોડયો તોપણ અમે અમારે મનસે દુન્યામાં તે વેલા ઘણાજ ખુસી અને લહેરી ગણ્યા હતા.

આ મુલાકાત અને જ્યાફતથી મને એટલોતો આનંદ થયો કે મારી આગળ પડેલી ગીટાર ઉઠાવી લઇ હાલના સમે વિષે કાંઇ પણ ચીંતા અથવા ફીકર રાખ્યા વગર તે ગીટાર ઉપર મેં ગાયન કરવા માંડયું અને મારી જવાનીના વખતમાં લોકોની હજામત કરતી વેલા તથા હમામખાનામાં તેમને નવાડતી વેલા હાફેઝની ગઝલો ગાઇ તેમને ખુસી કરતો હતો તે માંહેલી એક ગઝલ ગાઇ જે સાંભલ્યાથી ઝીનાબને એટલી તો ખુસાલી અને હરખ ઉપન થયો કે તેણે પોતાના યાર આગળ ખરા દીલથી એકરાર કીધો કે તેણીના ભવમાં કોઇ કાલે પણ તેવી ખુસાલી હાંસલ કીધી હશે નહીં.

તે ખુસાલીમાં તે બીલકુલ ભુલી ગઇ કે તે પોતે એક બાંદી અને હું એક લાચાર ચીંઠડેહાલ પુરૂષ હતા. તે વખતે જે ચીજો અમારી આસપાસ હતી તે ગોયા અમારી પોતાનીજ છે એમ અમને ભાંસ્યું હતું અને એમજ વીચારવા લાગ્યા કે શરાબ અને અમારી મોહબત સદાકાલ સુધી નીભી રેહશે.

જોકે અમોએ ઘણોક વખત એ રીતે મોજ મજાહમાં ગુજાર્યો તોપણ જે વખત બાકી રહ્યો તે પણ અમારે મનશે પુશકલ હતો તેથી મેં ઝીનાબને કહ્યું કે રે ઝીનાબ તમારી જીંદગીનું વૃતાંત મારી આગળ કહી સંભલાવવાને તમે ઘણીક મુદત થઇ કબુલ કીધું છે અને કેટલોક વખત સુધી આ આપણાં સુખમાં હરકતનો પથરો આવી પડે એવો કાંઈ સંભવ નથી અને હવે પછી રાત રાતના આપણી મુલાકાત થાય તેનું ચોકશ નથી તો આજ રોજે તે દાસ્તાન સરૂ કરશો તો આપણો વખત ફોકટમાં જશે નહીં, તેણીએ ઘણાંજ ખુસાલી ભરેલા સ્વભાવથી મારી અરજ કબુલ રાખી અને આ પ્રમાણે દાસ્તાંન શરૂ કીધું.

---

## પ્રકરણ ૨૫ મું.

### કુરડીસબાંદી ઝીનાંબનું દાસ્તાન.

કુરડીસ્તાનનાં મુલકમાં સારી પેઠે પંકાયલા સરદાર ઓકુશ—આગાની હું દીકરી છું. મારી મા કોણ હતી તે વિષે મને ચોકસ ખબર નથી. મેં સાંભલ્યું છે કે કુરડીસ્તાનમાં કેરદ નામનું ગામ છે ત્યાં ભરાતી છુપી મંડલીઓથી હું પેદા થઇ છે. પણ એવા ભેદ ભરેલા કામો કુરદ લોકો છુપાવી રાખે છે, તેથી તે કામો કંઇ પ્રકારનાં છે તે વિષે પુછપરછ કરવાને કોઇ પણ વખતે મેં હીંમત કીધી નથી. અને તેથી કરી મારા જન્મને માટે જે જે ગપાટા ચાલુ છે તે ખરાબ છે કે ખોટા તે વિષે હું ચોકસી કરી શકતી નથી. પણ એટલી વાત તો ચોકસ છે કે કોઇપણ સ્ત્રીને આજ સુધી મેં મારી મા કરીને બોલાવી નથી. પણ મારા બાપના તંબુ માંહેલી સ્ત્રીઓએ જેમ તેમ કરી મને ઉધારી છે. અને જ્યારથી હું એક બાલકી હતી ત્યારથી મારી સાથે એક ઘોડીનું બચું જે પાલવામાં આવ્યું હતું તે મારી સહી દાખલ

મારી સાથે રહ્યું હતું. મારા બાપની ઓરતો જે તંબુમાં રહેતી હતી તેજ તંબુમાં તે બચુ જન્મ્યું હતું અને તેની મા જે ચોખ્ખા અરબી બુંદની ઘોડી હતી તેની બરદાસ્ત એક ચોપગા પ્રાણી દાખલ નહીં પણ ઘરનાં બાલકની પેઠે લીધામાં આવી હતી. જો ખરૂં પુછાવો તો તે ઘોડીની જતન મારા બાપની બાયડીઓ કરતાં વધારે સારી રીતે લીધામાં આવતી હતી. તેને સારી, શુતરી અને હુક્ આપનારી જગ્યામાં રાખ્યામાં આવી હતી. તેને ખોરાક પણ તેવોજ સોજનો આપતાં અને સફાઈદાર કપડાંથી તેનું શરીર ધાંકયામાં આવતું હતું અને જ્યારે અમે મુશાફરી કરવા બાહેર નીકલતા ત્યારે તેની જતનની પેહલી ફીકર હમો રાખતાં. જ્યારે તે ઘોડી મરણ પામી ત્યારે તેનાં શોકમાં આખ્ખાં ગાંમના લોકોએ ભારી વીલાપ કીધો હતો. તે ઘોડીના બચ્ચાંને મારા બાપે લડાઇમાં જવાને ઘોડા તરીકે ઉધારયો અને આજની ઘડી સુધી આખ્ખા કુરડીસ્તાંનમાં લોકો તે ઘોડાને માટે ગર્વ રાખે છે. પણ હું ખોદાથી ઇચ્છું છું કે મારા બાપે તે જાનવરો ઉપર એટલું બધું હેત પ્રીત રાખ્યુંજ હતે તો બેહતર થતે ત્યારે આજ રોજે હું એક બાંદીને બદલે સ્વતંત્ર સ્ત્રી રેહતે કારણ કે હું ખરેખરૂં કહું છું કે હમારી ઉપર તરેહવાર જે ઝફા પડી છે તે એ ઘોડીને લીધે પડી છે. તે વિષે હું હવે પછી બ્યાંન કરીશ.

તોપણ તમારે જણાવવું જોઇએ છે કે કુરડ લોકો એમ કેહ છે કે તેઓ કોઇ રાજનાં તાબેદાર નથી તોપણ મારા વડીલો અને તેમજ કેટલેક દરજજે મારો બાપ પણ ગાય ઢોરને ચરાવતો હતો. અને કુરડીસ્તાનના મુલકને લગતા જે પાહડો બગદાદના પાદશાહની હાકમી હેઠલ છે તે ભાગોમાં તે પોતાના દેહરાં તંબુઓ મારતા હતા. સરદારને જે વેલાએ લડાઇ કરવા જવું પડતું ત્યારે તે અમારા ટોલાના લોકોમાંથી ઘોડાસ્વારો મંગાવતો કારણ કે તેઓ આખ્ખા એસ્યાખંડમાં લડાયક સીપાઇ તરીકે વખણાયલા હતા. મારો બાપ ખુદ પોતે જોરાવર, હીંમતવાન ને અચ્છો સ્વાર ગણાતો તેથી તે સરદારનો ઘણો વાહલો થઇ પડયો તેથી જે વેલા લડાઇની તૈયારી તે સરદારને કરવી પડે તે વેળા તે મારા બાપને બોલાવી તેની સહલા લેતો. જ્યારે મારો બાપ ઘોડેસ્વાર થતો ત્યારે તે કદાવર શરીરનો અને દબદબા ભરેલો દીસ્તો હતો અને જ્યારે તે તેની કોલાહ છેક આંખના ભવાં આગળ ખેંચી પેહરતો તેવારે તેનો દેખાવ ઘણોજ બીહામનો દીસ્તો હતો, તેને કેટલાક આદમીઓને કાપી નાખ્યા હતા અને તે ઉપરથી તેના ભાલાના માથાં ઉપર બાલોથી ગુંઠેલું એક ફુળ રાખવાનો તેને મરતબો મળ્યો હતો. પણ જ્યારે શરીર ઉપર પોતાનું બકતર પેહરતો ત્યારે તેનું કદાવર શરીર જોવા લાયક ઢપનું દીપી નીકળતું હતું. ગમે એટલા સ્વારોની વચમાં મારો બાપ નીકળતો તો તેઓમાંથી તેના દબદબા ભરેલા દેખાવ અને તેના બકતર તથા હથયારનાં ઝલકાટ ઉપરથી તે તરત પરખાઇ આવતો હતો.

એક વેળા વાહબી લોક બગદાદના મુલકમાં ધસી આવ્યા અને એમ પણ બન્યું કે બગદાદ શેહર ઉપર હોમલો કરે તે ઉપરથી બગદાદનાં પાદશાહે કુરડ લોકોની મદદ લેવા જરૂર જાણ્યું. તેની મદદે જે લશકર આવ્યું તે તથા બીજું કેટલુંક લશકર એકઠું કરી તે પાદશાહ પોતે પોતાના દુશ્મનની સાંમે થયો અને રાતને વખતે ધસારો લઇ જતાં અરબના શેખનો છોકરો જે પોતાના લશકરનો સરદાર હતો તેની ઉપર મારા બાપે હોમલો કીધો અને તેજ વખતે તેને કાપી નાખ્યો અને તે સરદાર જે ઘોડી ઉપર સ્વાર થયલો તે ઘોડી તથા તેના તમાંમ હથ્યાર મારો બાપ લડાઇમાં મેળવેલી ફતેહની ઇધાની દાખલ પોતાની સાથે લાવ્યો. તે જાનવર કેવું ઉમદા અને મુલદાર હતું તે તે સારી પેઠે સમજતો હતો તેથી તેણે તેની સંભાળ રાખવા જોગ ઉપાયો તરત કામે લગાડ્યા અને તેના સારા બાયગથી

તેના હાથમાં આ સર્વેથી સરસ જાનવર આવ્યું તે વિષેની ખબર તે બગદાદી સરદારને ન પડે એટલા માટે તેને તે ઘોડી પોતાની છાવણીમાં મોકલી દીધી. અને પોતાના આદમીઓને ફરમાવ્યું તે ઘોડીને છુપી રાખવાની સંભાળ લે. અને જે તંબુમાં મારા બાપનો જનાનો વસે છે તેમાં તેમની સાથે તે ઘોડીને રાખે કેમકે તે જાનવરને મેળવી રાખવા સારૂં જેબી ધ્લાજો લેવા ઘટે તે લીધામાં કાંઇ પણ કશુર તે રાખનાર નથી. પણ તેને જે એ બાબમાં સાઉચેતી રાખી તે બીલકુલ વેથં હતી. કેમકે જે લડાઇમાં તેને એ અઢીયો મેળવ્યો તેની તથા લડાઇની ફતેહની ખબર સર્વે કોઇને પડી હતી. પણ એ બગદાદનો પાદશાહ મારા બાપને ઘણો ચાહતો અને માન આપતો હતો અને તે જાનવર ઘણું ઉમદા હશે એમ માંનવાને તેની પાસે કાંઇ પણ કારણ ન હોવાથી તે ઘોડી વિષે પુછપરછ કરવાને તેને કાઇ પણ દરકાર રાખી નહીં. તોપણ તે લડાઇ બંધ પડ્યા પછી વાહબી લોકોને જંગલમાં હટાવી મેલ્યા પછી તથા કુરદ લોકો પાહડોમાં જઇ વસ્યા પછી એક દીવસે બગદાદના પાદશાહનો એક અમલદાર જેને મીરાખોર કરી કેહછે તે અમારા મકાન તરફ આવ્યો જેને જોઇને અમને ઘણીજ અચરતી ઉમંન થઇ. તે પોતાની સાથે દશ ઘણા ખુબશુરત તથા જોરાવર ઘોડેસ્વારો જેઓ હથ્યારબંદ હતા તેઓને લાવ્યો હતો અને તેમને માન અકરાંમ આપવાને અમારે ત્યાંના સર્વે કોઇ ઝડપ કરવા લાગ્યા. તેમના ઘોડાઓના જીન ઉતરાવી તેમને ચરાવવા સારૂં એક નજદીકનાં ખેતરમાં લઇ ગયા અને તેઓની આગળ પુશકળ ઘાશ નાંખ્યુ ને સ્વારોને મારા બાપની સાથનાં મરદોને રેહવાનાં તંબુમાં લઇ ગયાં અને તેમને કાફી તથા હુકા આપી ઘણીજ સારી રીતે તેમની બરદાસ્ત લીધામાં આવી અને તરત વેલા તેઓને એ રીતે ગમત કરતા રાખી તેમને માટે સ્વાદીસ્ત ભોજન રાંધી તૈયાર કરવા સર્વ કોઇ મશગુલ થયાં. એક તરફથી પીલાવ રાંધવા માંડયો અને બીજી તરફથી ફરએ બકરાં કાપી તરેહતરેહ સ્વાદીસ્ત વાંનીઓ રાંધવામાં ગુતાંયાં અને સ્ત્રીઓ રોટી બનાવવાના કામમાં રોકાઇઓ. હું ટુકમાં કહું છું કે જુદા જુદા મુકાંમો કરી વસનારા ભટકતા ટોલાના લોકોની રશમ પ્રમાણે પરોણાગત ચલાવવામાં અમોએ કશી પ્રકારની કસુર રાખી નહી.

મારા બાપને જેવી જલદીથી તેને ઘરે પરોણા આવી પોંહચવાની ખબર મળી અને તેમને દુરથી જોતાંને વાર તે પાંમી ગયો કે કઇ મતલબ સર તે પરોણા ત્યાં આવ્યા હતા તેથી તેઓની ઉપર પોતાની નજર પડતાંને વાર તેને પોતાંના વડા દીકરાને ફરમાવ્યું કે તે ઘોડી ઉપર સ્વાર થઇ તે ઘોડીને પડોશનાં પાહડોની એક ખીનમા તાબરતોબ લઇ જાય અને જ્યાં સુધી તેને બીજો હુકમ તે ઘોડીની બાબમાં મલે ત્યાં સુધી ત્યાંજ તેને રાખે. પાહડો ઉપરથી પાંણીથી ભરેલી એક નદીને કીનારે હારબંદ અમારા તંબુઓ જડેલા હતા તેથી તે નદીની અંદરથી બેમાલમ તે ઘોડીને પાહડની ખીનમાં લઇ જવું ઘણુ શહેલું પડયું હતું. અને તે પાહડો ઘણાંજ ઉંચા અને તેમાં જવા આવવાના રસ્તા જોકે ઘણા આડા અવડા ગુચવણ ભરેલા હતા તોપણ તે પાહડોથી તોફાનની વખતે અમને ઘણો સારો આસરો મલતો હતો.

એ સર્વે બનાવોને એટલા તો યાદ છે કે ગોયા ગઇ કાલે બન્યા હોય તેમ છે, કારણ કે અમો સ્ત્રી લોકોને કાંઇ પણ નવો બનેલો જોવાની ભારી હોંશ હોય છે તેથી તંબુની ભીતમાં નાકાં કોતરી તે નાકાંમાંથી સર્વે બનાવો મેં મારી નજરે જોયા હતા અને ત્યાં એકઠા થયલા લોકોએ શું શું વાતો કીધી તે અમે સાંભળી હતી. તે મીરાખોર અને બે બીજા તુરકીઓ બેઠેલા હતા. બીજાં આદમીઓ તે તંબુના દરવાજા આગલ ઉભેલા હતા. મારો બાપ પોતાના હાથ લાંબા કરી ત્યાં બીછાવેલા ગાલીચા ઉપર તેઓથી કેટલીએક વેગલાઇ ઉપર લાઠી

વાલી બેઠેલો હતો જો કે તે ઘણોજ નમનતાઇ ભરેલો હતો તોપણ પોતાની આસપાસ ઘણી ચાલાક નજરથી જોતો હતો.

તે પરોણાઓને તેને કહ્યું કે તમો આવ્યા તો ભલે આવ્યા તમારા આવ્યાથી મને ઘણાં સંતોષ થયો છે. તે મીરાખોરે કહ્યું કે તમને મલ્યાથી અમને પણ ભારી ખુશાલી ઉપજી છે કે કારણ કે આજ બામુદતે તમારા રોશન દીદાર જોવાને મને કાંઇ એક તક મલી હતી." એવી અરસપરસની સલામ અકરામ કેટલીએક થઇ રહ્યા પછી તેઓ એકદમ ચુપ થઇ ગયા અને વાતચીત કરવાને બદલે તેઓ પોતાના હુક્કાની નલીઓ હાથમાં પકડી અને છેલ્લે મીરાખોરે પેહલ કાહડી ને કહેવા લાગ્યો "અમારા માલેક બગદાદના પાદશાહે તમને દુવા બંદગી કેહવાડી છે તે તમને સારી પેઠે ચાહે છે અને તે કેહ છે કે તમે તેના ઘણા સરશ અને પુરાણા દોસ્ત છેવો તેથી ખોદાના શુકરાના કરો. અલબતે જે ભલાં આદમી હોય છે તેમના દોસ્તો આપણા દોસ્તો હોય છે અને તેમના શત્રુઓ આપણા શત્રુ હોય છે."

એક ઘરડા ડોશા જેવો તુરકી સ્વાર જે ત્યાં ઉભેલો હતો અને મીરાખોરતું ભાષણ અવળથી તે આખેર સુધી સાંભળ્યું હતું તેને એ ભાષાણની વાખવાખી કરી અને ત્યાર પછી મારા બાપે પોતાના ખભાં હાલવી અને પોતાના ગુઠણોની ઉપર પોતાનો હાથ મેલી જવાબ દીધો જે હું નામદાર પાદશાહનો ગોલામ છું, હું તમારો પણ ગોલામ છું. અને મને ઘટે તેથી જયાદા હોરમત તમે મને આપો છો. ખોદાના શુકરાણા હોજો કે પાદશાહના આશરાથી અમો અમારી દાળ રોતી વગર ધાસ્તીએ ખાઇએ છીયે અને આપણી ટોપી એક ખોરદુએ રાખીએ છીયે. ખોદા એવા પાદશાહને હમેશ બરકરાર રાખે.

એ પછી થોડાએક વખત સુધી ચુપ રહી તે મીરાખોર બોલ્યો કે રે ઓકુસ આગા હમો તમારી પાસે આવ્યા તેની મકશુદ એ છે જે પેલો વાહબી સરદારો જેની ઉપર સદહજાર ફીટકાર હોજો તેઓએ પોતાની તરફથી આપણા પાદશાહની આગળ કેટલાએક આદમીઓને મોકલાવ્યા હતા. તે આદમીઓ આવી તેને કેહવા લાગ્યાં કે છેલ્લી તમારી સાથની લડાઇ કરતા અમારા શેહનો દીકરો જે ઘોડી ઉપર બેસી લડતો હતો અને તે લડાઇ કરતાં મારયો ગયો તે ઘોડી તે પાછી માગે છે. તે સાફ કહે છે મારા દીકરાના ખુનના બદલામાં પાદશાહને પોતાને અથવા તેના ખુદ દીકરાને મારી નાખ્યાથી મારૂ વેર લેવાશે પણ હાલ તેમ કરવાને તે દરૂસ્ત ધારતો નથી મને મારા દીકરાની ઘોડી પાછી મલ્યાથી હું શંતોષ પામીશ. લોકો કેહ છે કે તે ઘોડીની તોખમ સરખુ આખ્ખા અરબસ્તાનમાં જાનવર નથી અને નામદાર પેગાંમબર જે ઘોડી ઉપર સ્વાર થઇ મદીનાં તરફ નાઠો હતો તે ઘોડીની તોખંમથી એ જાનવર અવત્રેલુ ગણાય છે. એટલા માટે તે ઘોડીનો કબજો લેવા સારૂ તે વાહબી શેખ અમારા પાદશાહને જેટલા માંગે એટલા પૈસ- આપવા માંગે છે. વલી આખ્ખી દુન્યાંને રોશન છે કે જે સક્ષે તે શેખના છોકરાને મારી તેની ઘોડી લીધી છે તે તમે જવાંન બહાદુર છો અને તે તમારો અઢયો છે. મારા પાદ શાહે પોતાની દરબારને લગતા અમીર ઉમરાવો સાથે મશલત કરી તે વાહબી સરદારે કીધેલી માંગની કબુલ રાખી છે અને એ કામ સરકારી કામ થઇ પડયું તેથી તેને મને તમારી હજુરમાં મોકલ્યો છે કે તે ઘોડી આપી દેવાને તમને અરજ કરવામાં આવે છે. આ પેગામ હું લાવ્યો છુ અને જેમ મને પાદશાહે ફરમાવ્યુ તેમ મેં તમને કહી સંભળાવ્યો છે. મારા બાપે જવાબ દીધો જે નીમક હું ખાઉછું તેના, તારા જીવના, જે માને પેટે તું અવતર્યો તેના, આકાષ તથા શેતારાનાં હું શોગંદ લઇ કહુંછું કે તે વાહબી કેહે છે તે સરતાપા ખોટું છે. તેઓ કેહે છે તેમની ઘોડી મલે નહીં, તે ઘોડી ક્યાં છે? અને મને

લડાઇના મેદાનમાં ઘોડી મલી તે ક્યાં છે? આ વાત ખરી છે કે મારી પાસે ઘોડી એક હતી. પણ તે એટલી તો દુબલી અને પતલી હતી કે લડાઇ થયા પછી બીજે દીવશે મેં તે ઘોડી એક આરબને વેચી નાખી. તમારે ગમે તો તેનું જીન અને લગામ તમે લેવો પણ તમો જે ઘોડીને વાસ્તે કહોછો તે કાંઇ મારી પાસે નથી.

તે મીરાખોર બોલ્યો કે અલ્લા અલ્લા આ કામ ઘણુજ અગત્યનું છે. ઓકુસ આગા જેમ હું એક શુધુ આદમી છું તેમ તમોછો. તમો અમારી દહાડી તરફ હસી ના કરો અને અમારે માંથેની પાઘડી વગર અમને પાછા મોકલો ના. અગર ઘોડી મેળવ્યા વગર અમો પાછા ફરીશું તો સદાકાળ શુધી અમારૂં મોહડુ કાલું રેહશે અને તમારી તથા પાદશાહની વચેની દોસ્તીનો દરવાજો બંદ થશે. વાસ્તે મારા ગલાંના શોગંદ ખાઇ કહો કે તે ઘોડી ક્યાં છે.

મારા બાપે જવાબ દીધો જે "ભાઇ હવે હું તમને તે શું કહું અને હું કરૂં તે શું મારી પાસે કાંઇ ઘોડી છે નહીં. તે વાહબી લોકો ખોટા છે અને હું સાચુ બોલુંછું." ત્યાર પછે તે મીરાખોરની છેક પાસે ગયો અને આસ્તેથી તેના કાનમાં એવી ધીરજથી તથા પટાવી ફુશલાવીને કેટલાએક શબ્દો કહ્યા કે જેથી તેમની વાતચીત પુરી થઈ રહ્યા પછે તે ઓ એક બીજા સાથે કાંઇ સમજુતી કીધી હોય એમ દીશવા લાગ્યું ત્યારબાદ તે મીરાખોરે બા પોકારથી કહ્યું કે જ્યારે એમજ છે અને તે ઘોડી તમારી પાસે નથી તો જેમ ખોદાની મરજી. તે ખોદાવનતાલાના કરવા સાથે લઢત લડવી ફોકટ છે. અમને હવે બગદાદ તરફ પાછુ ફરવું જોઇએ.

મારો બાપ ત્યારે પોતાની બેઠક ઉપરથી ઉઠયો અને જનાનખાનાના તંબુમાં ગયો. અને પરોણાઓને માટે ભોજન તૈયાર થાય એટલા સુધી તેમને કાફી, તંબાકુ વગેરે બીજી કેટલીએક ચીજો પોંહચતી કીધી. તેના તમામ પૈસા તેની ખાનમ પાસે રેહતા હતા તેથી શોનાની એક થેલી તેની પાસેથી માંગી લીધી. તેમાંથી વીસ ડયુકટ કાહડી લેઇ એક રૂમાંલમાં બાંધી બદનના ખીસામાં મેલ્યા અને ખાનાંની તાકીદી ફરમાવી પરોણાં આગળ પાછો ગયો. ત્યારપછી થોડીજ વાતચીત થઇ હતી અને તે પણ ઘોડા, કુતરાં અને બીજા જાંનવરો તથા હથ્યારો સંબંધી થઇ હતી. તે મીરાખોર પાસે રૂપેરી જડાવની અને ઇંગલીશ મેકીંગની એક પીસ્ટોલ હતી તે કાહડીને તમામ મીજલશીઓને બતલાવી હતી. તેજ મંડલીમાં એક બીજાં આદમી પાશે તીખ્ખા લોખંડની એક ખોરાશાંની બરછી હતી તે અને મારા બાપે જે શેખના છોકરાને મારી નાંખી તેની કમરે બાંધેલી બેધારી લાંબી અને ઝીની ટોકની તળવાર કાહડી લીધી હતી તે તળવાર તે મીજલશીઓને તેને દેખાડી હતી.

ખાણું તૈયાર થયાથી તે મીરાખોરની આગળ એક ચાંમડાં સરખું કપડું બીછાવ્યું અને તેની ઉપર તરતના બનાવેલા કેટલાક તાજાં નાંન મેલ્યાં ત્યારબાદ મીજલશીઓના જમના હાથ ધોવા પાંણી ફેરવ્યામાં આવ્યું. ત્યાર પછે એક મોટું વાસણ ભરી ગરંમ ગરંમ ચોરબા અથવા શુપ શુફરાની વચોવચમાં લાવી મેલ્યો એટલામાં મારા બાપે બાપોકારથી કહ્યું કે બીશમીલ્લાહ કરો. તે ઉપરથી મારો બાપ, તે મીરાખોર તેની સાથે આવેલા દસ તેના ખીદમતગારો, મારા બાપના ત્રણ ખીદમતગારો તે શુપનાં વાશણ પર હાથ લંબાવવા લાગ્યા અને લાકડાના ચમચાથી તે શુપ પીવા લાગ્યા. ત્યાર પછે એક આખ્ખું ભુજેલું હલવાન લાવી મેલ્યું જે ઉપર તે મુશાફરો ભુખ્યા ગીલની પેઠે એટલી તો ઝડપથી ટુટી પડ્યા કે એક નાઘલુ હાડકું પણ તેઓએ બકાત રાખ્યું નહીં. ખાણું જમી રહ્યા બાદ તેઓ ખોદાના શુકરાંના કરવા લાગ્યા કે ખોદા તમારી રોજીમાં બરકત મેલે. જે કાંઇ બાકી વધ્યું હતું તે ખાણું બાહેર લાવી મારા બાપનાં ભરવાડોમાં વેંહેંચી આપ્યું હતું.

તે મીરાખોરે આ પાહડી જગ્યામાંથી નીકલી મેદાનમાં એક ગામમાં જવાની ઇચ્છા બતલાવ્યાથી તેને પોતાને વતન શીધારવાની મારા બાપે પરવાંનગી આપી તેથી મીરાખોરની સાથે આવેલા તેના સોબતીઓ તરત ત્યાંથી ઉઠી બાહેર ગયા અને પોતાના ઘોડાને તૈયાર રાખવા મંડી ગયા તેમ થયાથી મારો બાપ તથા તે મીરાખોર માત્રે તે સુફરા પર બેસી રહ્યા હતા. અમારા તંબુમાંથી ચીમાઇને એ સઘળો દેખાવ મેં દીઠો હતો તેથી મારા બાપ તથા મીરાખોર વચ્ચે શું શું ગોફતેગો ચાલી તે મેં જાણવાને ઘણી વધારે ખાયશ રાખી. તેવામાં મારો બાપ બોલ્યો કે ખરેખર તમને દસથી વધારે ડયુકટ આપી શકીશ નહીં. અમે તો ગરીબ લોક છીએ તેથી વધારે ક્યાંથી લાયે. તે મીરાખોર બોલ્યો કે તેમ કાંઇ બનશે નહીં. તમે સારી પેઠે જાણો છો કે અગર એ રકમથી બેવડી રકમ તમે આપશો નહીં તો કેવાં માઠાં પરીણામ નીપજશે. અગરજો જ્યારે તે પાદશાહને માલમ પડશે કે અમો ઘોડી લીધા વગર પાછા ફરેલા છીયે તો તે મને તમારી તરફ પાછો મોકલશે કે તમને પકડી લઇ જાઉં અને તમારી સઘળી મીરાશને જપ્ત કરૂં. અગરજો ઘોડી આપવાને બદલે તમો માર માગ્યા મુજબ મને વીસ સોનાના ડયુકટ આપો તો હું તમને છેડનાર નથી માટે રે મારા મીત્ર એ વિષેનો નીવેડો લાવો. તે ઉપરથી મારા બાપે પોતાની પાસેથી ડયુકટનું એક પોટડું કાહડયું અને તેમાંથી વીશ ડયુકટ ગણી કાહડી તે મીરાખોરને આપ્યા અને તેને માગેલી રકમ તે બરોબર નીકળેલી માલમ પડયાથી તેની પાઘડી ઉપર બાંધેલો રૂમાલ છોડી કાહડી તેમાં તે સોનાના ડયુકટ બાંધ્યા અને તે પોટડું તેને પોતાની પાગડીમાં ખોસ્યું.

ત્યારબાદ તે મીરાખોરે મારા બાપને કહ્યું કે "હવે આપણે નીમક રોતી સાથે વેંહચી ખાશું તેથી આપણે એક બીજાનાં દોસ્ત થયા તેથી તે પાદશાહ કાંઇપણ અલપચારી તમારી સાથે કરશે તો હું તમારી વચ્ચે આવીશ તોપણ હું તમને મજબુત ભલામણ કરૂં છુ કે તમોએ તેને માટે કાંઇપણ ભેટ શોગાત કરવી જોઇએ છે નહીતર તમને તે કાંઇ પણ ઇજા આપશે તેમ કરતાં હું તેને અટકાવી શકશ નહી."

મારા બાપે કહ્યું કે હું મારી શરોચશમથી તેમ કરૂં. મારી પાસે એક ઘણોજ કીમતી શેકારી કુતરો છે અને તેની ચાલાકીની તારીફ આખા કુરડીસ્તાનમાં ગવાય છે અને જે ઉડતા હરણને ઝપાટામાં પકડી લે છે બલકે તે જાનવર એટલુતો સરસ છે કે ઇરાંનના શાહાનાં બાપે પણ કદી સ્વપ્નામાં પણુ દીઠું ન હશે, બોલ ભાઇ મીરાખોર તે ચાલશે."

તે મીરાખોરે જવાબ દીધો, અલબતે ચાલશે પણ એટલી બક્ષીશ બસ પડશે નહી. તમારે એટલોજ વીચાર કરવો કે મારા શેઠ સાથે તમને મીત્રાચારી ચાલુ રેહે એ કામ કેટલું અગત્યનુ છે.

મારા બાપે કહ્યું કે દરૂસ્ત છે. હું જે આ બીજી ગોઠવણ કહું છું તે સાંભળો. મારી એક દીકરી છે જે ચંદ્રથી વધારે ખુબશુરત છે, તે ગોલ કદની, મોટા કુલાંની અને ભરેલા શરીરની છે. તમે જઇને તમારા પાદશાહને કહો કે જોકે તેની નજરમાં હમે ચેઝડીશ લોકો કાફર છીયે અને તેના પગ તળે કચરાની ખાક છીયે તોપણ તેને એક શુંદર સ્ત્રી મળે જેની ખુબશુરતીની બેહસ્તનાં બાગોમા ફરનારી પરીઓ પણ અદેખાઇ કરે તેવી છે તે શુંદર નાર તેને મલ્યાથી તે ખુસી થયા વગર રેહનાર નથી. એવા સ્વરૂપની મારી દીકરીને તેને માટે મોકલવાને હું રાજી છું.

આ વાતો સાંભળીને તે મીરાખોરે પોતાથી ખુશાલી જાહેર કરવાની તાલીઓ ફોડી અને આફરીન આફરીન કરી બોલ્યો, અને કેહેવા લાગ્યો આ વાત તમે ઘણીજ દરૂસ્ત

કહી. આ તમારો પેગામ હું પાદશાહને પોહચાડીશ અને તે સાંભળી તે ઘણો ખુશી થશે અને તેમ થયાથી તેના જનાનખાનામાં એક મોટો કાબુ ધરાવનાર તમારો મીત્ર જઇ લાગશે તમને આ ગડબડમાંથી મોકલા કરશે અને આગળ ચાલતાં તમારા હકમાં ફાયદાકારક થઇ પડશે. એ ઉપરથી તેઓ એક બીજાના મતને મલતા થયલા લાગ્યા. મેં ત્યારે જાણ્યું કે આ લોકોની મારામારીમાં વચમાં હું દલાઇ જાઊંછું તેથી તે જગ્યા ઉપર ઉઠીને બીજી તરફ હું ગઇ અને મારી ઉપર હવે પછી કીશમત કઇ કઇ પ્રકારની ઝફા ગુજારશે તે ઉપર વીચાર કરવા બેઠી. પેહલાં તો હું મારા ભાયગને માટે રોવાને તૈયાર થઇ પણ પાછળથી વધારે વીચાર કરતાં હું મારા જીવને પુછવા લાગી હું શું પાદશાહની રાણી થવશ?. હું સુંદર જવાહેરો અને લેબાશ પેહરીશ? હું શું પાલખીએ બેસી ફરીશ? રે પાલખીએ બેસી ફરવાની કેવી ભારી ખુશાલી છે. પાહડોમાં વસનારી તમામ નારો મારી કેહેવી અદેખાઇ કરશે.

કેટલોએક વખત ગુજરી ગયા પછી હું મારા તંબુમાથી બાહેર આવીને ખોલાં મેદાન તરફ જોવા લાગી. તે વેલા મીરાખોર તથા તેની સાથે આવેલા સ્વારો અમારી છાવણીના કીનારાએ આવેલા ડુંગરો વટાવી આગળ ચાલતા હતા. તે મીરાખોર મારા બાપે આપેલા શેકારી કુતરાને પોતાની સાથે લીધા વગર રહ્યો ન હતો.

એવા અનગમતા પરોણાઓ અમારા ઘરમાંથી બાહેર પડેલા જોઇ મારા બાપને જે સંતોષ થયો તેથી ખોદાના શુકરાના કરી તેને જાહેર કીધો. તે લોકો એક વેગલાઇ ઉપર નીકળી ગયા પછી મારા બાપે એક ભરવાડના છોકરાને મારા ભાઇ પાસે મોકળ્યો કે તે ઘોડીને પાછી લાવવાને તેને ફરમાવે. તે ઘોડીને જનાનખાનાને લગતા તંબુમા લાવી બાંધ્યા પછી મારા બાપે પોતાના કુટુંબને લગતા, તેની ટોલીને લગતા બુજરગ મરદોને તથા સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા. તેઓમાં તેના તથા તેની ઓરતોના સગાઓ હતા. મારા બાપે પોતા ઉપર આવી પડેલી આ ધાડનો ખોલાસો તેમની આગળ કીધો અને તેમને સાફ કહી સંભાલાવ્યું કે હવેથી એક કલાક પણ તે પાદશાહના મુલકમા તેઓ જો રહેશે તો તેઓ પોતાની ખરાબી કરશે એટલુંજ નહીં પણ તેની પણ ખરાબી કરાવશે, કારણ કે દંડ લેવાની આ સારી તક તેને હાથ લાગી છે અને અગર તેમ જો બનશે તો તમામ આપણો કબીલો મુફલેસી હાલતમા આવી પડશે. આ ભાશાણુ મારા બાપે દશ મરદોની આગળ કીધું હતું. તે મીજલસનું સરનશીનપણુ મારા બાપના કાકાને આપ્યું હતું કેમકે મીજલસીઓમાં તે સર્વેથી વડો હતો અને તેની બરફ સરખી સુફેદ દાહડી જે તેની ડુટી તલક જઇ લાગી હતી તે તેની બુજરગીને ઘણીજ જેબ આપતી હતી.

મારા બાપે કહ્યું કે તમને સર્વને રોશન છે આપણુ સર્વ યઝદી છીયે અને એ ટોળાના લોકોને સઘળા મુસલમાંનો કેવી કવડી નજરે જોય છે તેપણુ તમને રોશન છે. આજ સુધી એ પાદશાહ પોતે મારો વાહલો મીત્ર હોય એવુ દોલ બતલાવતો હતો કારણુ કે તેની તરફથી હું લડાઇઓ કરતો હતો અને જેમ એક સિંહ લડે તેમ જાલંમ લોકો સાથે હું લડતો અને તેના શત્રુઓનું હું લોહી પીતો; પણુ એ પાદશાહ પૈસાનો એટલો તો લોભી છે કે પૈસા મલ્યા સીવાય કાંઇપણુ બીજી રીતે તે ધરાતો નથી અને હાલની તક પોતાના હાથમાંથી જતી મેલે તેના કરતાં મને મારા બાપને, દાદાને અને મારા વડીલોને તથા મારી આલ ઔલાદને આતશમાં બલી જલીને ભશ્મ સરખી થયેલી જોવાને તે રાજી થશે. આપણુ એટલા થોડા આસામીઓ છીયે કે તેની સામે થઇ સકનાર નથી અને અગર આપણી ઓરતો તથા બાળકોને બંચાવવાની આપણુને અગસ રેહી હતે નહી તો મારા હાથમાં ભાલો, કંમરે સમશેહર અને મારી ઘોડીની સ્વારીથી એ હીચકારા ચહડેલ લોકોને ખોદાતાલાની મેહરબાંનીથી

પોંહચી વલતે અને તેમની સામે થવાને કાંઇપણ દેહશત રાખતે નહી. તેથી હું તમને એમ કેહવા માંગુ છુ કે આપણે સર્વે આ તુરકી મુલક છોડી દેઇ ઇરાંન દેશમાં જઇ વસીયે તે દેશમાં આપણુને સારો આવકાર અને આશરો મલ્યા વીણુ રેહનાર નથી.

મારા બાપને તેના કાકાએ કહ્યું કે રે ઓકુસ આગા તમે મારા ભાઇના દીકરા છો. તમે ગોયા મારા પોતાનાં ફરજંદ છો. તમે આપણા ટોલાના વડા છો—અને અમારો સર્વે આધાર અને નીભાવ તમારી ઉપર અમોએ રાખ્યોછે અગર જો હું તમને ભલામણ કરૂ કે એ ઘોડી તે પાદશાહને આપી દેવો તો તમે મને કુરદ અને યઝદી કરી ગણુશો નહીં અને અગર તે ઘોડી તમે તેને આપો તોપણ તે આપણા લોકોને જીવતા રેહવા દેનાર નથી કારણ કે તુરકી હાકમો વિષે મને એટલો તો અનુભવ છે કે એક વખત જુલમ કરવાની તેમને તક મલી કે પછી તેનો લાભ લેવાને તેઓ કદી પણ ચુકતા નથી. તેથી મારૂં મત પણ એજ છે કે આ મુલકમાં રેહવું સજાવાર નથી. જો કે ઘડપણથી હું બેતાકાત થયેં છું તથા મારી બચગીથી પાહડો ઉપર ગાય ઢોર અને બીજા જાંનવરોને ચરાવતો આવ્યોછું તથા પેલી મેર પાહડો અને મેદાનોમાં ઉપર ઉગતા ખુરશેદને સદા જોતો આવ્યોછુ અને જે વતનમાં આપણા વડાવા જન્મ પામ્યા તથા તેઓ ઉધરયા તે વતંનને હું ગમે એટલો ચાહતો હોઉ તો પણ મારે લીધે આપણાં ટોલાંની ખરાબી થઈ એમ હું કેહવાડવા માંગતો નથી. માટે મારૂં મત એજ છે કે આ મુલકમાંથી નીકલી પડવાને આપણાથી બનતી શીતાબી કરવાને જો જરાક પણ ઢીલ કીધી તો આપણી ખરાબી થયા વીણાં રેહનાર નથી. એ પાદશાહના લશ્કરનાં આદમી બે દીવસમાં આપણી ઉપર ટુટી પડશે તે આપણા જામીનો લેશે અને ત્યારે આપણુને હીંયાંજ પડી રેહવું પડશે અને આપણી ખરાબી પણ એજ જગ્યા પર થશે. માટે રે મારાં બાલકો ચાલો આપણે આ વતન છોડી બીજે દેશે જઇયે–ખોદા આપણો નીગેહબાન થશે અને આપણી ઉપર દયા લાવશે. વલી કોઇ પણ એવો વખત પાછો આવશે કે જ્યારે તમે તમારૂં પુરાતન વતંન પાછુ જોવા પાંમશો. જ્યારે તમારા હુનાલાના વખતના ખેતરો છોડી સ્યાલાના દીવશમાં રેતીવાલા મઠકોમાં જવા પામશો અને વગર ધાસ્તી તથા ફીકરે તમારા શીયાલાના મઠકો મેળી તમારા જાંનવરે ચરાવવાનાં ખેતરોમાં જઇ શકશો. આ બુજરગ મરદનું ભાષાણ સર્વે કોઇએ ઘણીજ ધીરજ તથા આબરૂ સાથે સાંભલી લીધું.

જ્યારે તે ગ્રહસ્થ બોલી રહ્યો ત્યારે એક જઇફ ભરવાડ જેને વર્ષની તમામ રૂતુઓ વિષે ઘણો સારો અનુભવ હતો તથા ઇરાંન તથા આપણા પાહડી મુલકોની વચ્ચે આવેલા બીજા મુલકો વિષે ઘણુંજ સારૂં જ્ઞાન હતું તે ભરવાડ બોલ્યો કે જો આપણુને જવું હોય તો સીતાબીથી જવું જોઇએ છે કારણ એક પણ દીવશની ઢીલ થઇ તો આપણે અટકી પડશું. પાહડો ઉપરનું બરફ હવે પીગળવાં માંડયુ છે અને તેના પીગલેલાં પાંણીનાં ઘોટથી નદી નાલાં એક અઠવાડીયાંમાં એટલાં તો ઉભઇ જશે કે જેથી આપણે આપણાં ગેટાં પેલે પાર લઇ જઇ શકશું નહીં. વલી બરોબર ત્રણ અઠવાડયાં પછી સુર્ય મેસ રાસીના બુરજમાં આવશે અને તે વખતે ખોદાની મેહરબાનીથી આપણી તમામ મેંઢીયો બચ્ચાં જણુશે—માટે એ જાંનવરો પોતાની લાંબી મુસાફરી આશાનીથી કરી પેલે પાર ઉતરી તેમને કાંઇએક વીસામો મલે એટલા દીવશ આપણે હાથ આવવા જોઇયે છે. પેહલાં તો આપણુને મુકરર કરવું જોઇએ છે કે આપણે ઇરાંન દેશનાં ક્યા ભાગમાં જઇ વસવું કારણકે ઇરાંની ભામટા લોકો પોતાનાં ગાય–ઢોર–બકરાં તથા મેંઢાં ચરાવવાની પોતાની જમીન ઉપરના હકને જાલવી રાખવામાં ઘણા તીક્ષણ રેહ છે માટે ઇશાની સરકારની સતા વીણા અગરજો તેઓની જમીન

ઉપર તરાપ મારીયે તો આપણા અને તેમના ભરવાડો વચ્ચે ઉઠતા ટંટા અને ફીશાદથી કેવી રીતના પરીનામ નીકળી આવશે તેનો ખ્યાલ હું તમને આપી શકતો નથી.

મારો બાપ બોલ્યો જે આ ભરવાડ જે બોલે છે તે ખરેખરૂં બોલે છે ત્યારે તે ભરવાડ તરફ જોઇને તે બોલ્યો કે રે કારીબેગ તમે ઘણું ખુબ બોલ્યા છો. ખરેખર તમે એક ભલા આદમી છો અને તમે જે સલાહ આપી છે તે સારી છે. દેશમાં જઇ વસ્યાનો વીચાર કર્યા આગમચ આપણુમાંથી એકે કેરમાન શાહ પાસે જવું જોઇએ છે અને દેશના કાંઇ સારા ભાગમાં આપણુને ઉતારો આપવાને તેની રજા માંગવી જોઇએ છે અને એક વાર તે પાદશાહના પંજામાંથી નીકળી ગયા પછી હું પોતે કેરમાનશાહ પાસે જઇશ ... ની સાથ કાંઇ પણ ટંટો થાય તેનો અટકાવ કરવા સારૂં તમારી તરફ વખતસ...

તે મંડળીના સર્વે લોકો તે જગા તેજ વેળા છોડી જવાને અનુમ... યાથી મારા બાપે હુકમ આપ્યો કે સઘલા ગાયઢોર અને મેંઢા બકર... માફક તમામ તેમનો અસબાબ લાધવા સારૂં ઉંઠોને તૈયાર કરા... તેઓ સુર્ય ઉગયા પછી એક કલાકે પોતાના મુકરર કીધેલાં ઠામે જઇ પોહચવાને તેઓ... બની આવે એટલા માટે મધરાતે તેઓ ઉપડી જવાને તૈયાર રેહ. મારો બાપ પોતાની ઘોડી ઉપર સ્વાર થયો અને તેની વડી બાયડી તથા છોકરાં મોટા ભપકાથી શ્રીંગારેલા ઉંઠો પર સ્વાર થયાં હતાં.

આ બનાવની ખબર બાયડીઓ તથા બીજી સ્ત્રીઓમાં ફેલાતાંને વાર તેઓ રડવા કુટવા તથા માહેતમમાં પડયાં. તેઓને મનશે આ એક મોટું આફત આવી પડયું હતું પણ તેમ કાંઇ હતું નહીં. પણ તેઓ એમ ધારતાં હતાં કે તેમને પકડવા સારૂં પાદશાહનું લશકર તેઓના મકાન તરફ આવનાર છે અને તેમને ગોલામીમાં નાખનાર છે.

ઝીનાબ કેહવા લાગી કે મારૂં દુઃખ કોઇ બીજા સબબ ઉપરથી નીકલ્યું હતું કારણ કે જ્યારથી મેં સાંભલ્યું કે મારા બાપે તે મીરાખોરને કહ્યુંકે મને તેની સાથે પાદશાહને એક ભેટ તરીકે મોકલવી ત્યારથી એક પાદશાહના જનાંનખાનામાં બીરાજનારી બાનુનાં સુખ અને આબરૂના તરેવાર ખ્યાલ મારા મનમાં આવ્યા હતા. પણ તે મારો સ્વપ્નો હવે ઉડી ગયો કારણકે સોભિતાં કપડાં પેહરવાના, અકીકના પથરનાં બાંધેલાં મેહલમાં ફરવાનું શોનેરી તથા રૂપેરી જડતની પાળખીમાં બેસવાનું અને પાદશાહી દમાંમ તથા દબદબાથી ફરવાંનુ જે મેં ધારયુ હતુ કે માંરા ભાયગમાં ચોટયું છે તેને બદલે મારે માટે તો મારી આગળી વેઠો તૈયાર થઇ અને ગાય ઢોર ચરાવવાં, ગાંશડા પોટલા બાંધી, તૈયાર કરવા, દુધ વલોહવવું અને માંખન બનાવવું એવા એવા કાંમો મારી નજર પાછા આવવા લાગ્યા.

અમારી સઘલી છાવણીમાં ચોતરફથી હીળચાળ થવા લાગી અને પાહડો ઉપર ને જે જગો પર નજર કરતા ત્યાં અમારા ફીરકાના લોકોના ગાય, ઢોર, ઉંઠ અને મેંઢી બકરાના ટોલા નજર અવવા લાગ્યા, કેમકે તેઓને તેમના ભરવાડો ચરાવી લાવી પોતપોતાની છાવણી તરફ હાંકી લાવતા હતા. તંબુઓ તોડી પાડી તેમના ગાંસડા બાંધી તૈયાર કીધા. સ્ત્રીઓએ જેઓ આ રવાંનગીના કામમાં મોટો ભાગ લીધેલો તેઓ ઘરનો સરસામાન તથા બીજી ચીજોને પેક કરવાનાં કામમાં મોટી ઝડપથી મસગુળ થયાં હતાં. ગાલીચા સેતરંજીને વાલી તેમની ઘડી કીધી. ઉંઠ ઉપર લાધેલા પેટી પેટારા ભરી દીધા. માખણ બનાવવાના તમામ હથ્યારો એકઠા કીધાં અને ઉંઠ ખચ્ચર તથા બલદો ઉપર બોજા લાધવાના જીનો તૈયાર રાખ્યાં હતાં. તમામ ઢોરો આવી પોહચવાથી ઉંઠોને એક કુડાળામાં ગુઠન મંડીએ બેસાડ્યાં અને તેઓ ઉપર લાધવા જીનો તેમને પેહરાવ્યાં અને ખચ્ચરોને પાંચ પાંચ સાત સાતની સંખ્યા બાંધી તેમનાં ગલાંમાં ઘાંટરડી ઓલવી તેમની પીઠ ઉપર ઉનના નમદા બાંખ્યા.

મેંઢાં તથા બકરાંને સાંજ પડયાથી કુચ કરવા આગળ પાડયાં હતાં અને તેમની સાથે તેઓનાં ભરવાડો પણ ચાલતા હતા અને તેઓમાંથી એક હરોળમાં ચાલતો હતો.

મધરાત સુધીમાં તે સરજમીન બીલકુલ ખાલી પડયાથી એક પણ પ્રાણી ત્યાં રહ્યું નહીં. પોહર ફાટીને શુર્યનું ઉગવું થયાથી અમારો કાફલો પાહડોની કઢણે ચાલતો કેટલીએક વેગળાઇ શુધીનો દીસવા લાગ્યો. અમારી મુસાફરીની ખામખા પાદશાહને ખબર ન પડે એટલા માટે શરીયામ રસ્તો મેલી દઇ આડે અવડે રસ્તેથી અમો મુશાફરી કરતાં કરતાં કેટલાક દીવશે કાંઇ પણ અડચણ ભોગવ્યા વીણા સહી સલામત ઇરાનની સરહદ ઉપર અમો જઇ પોંહચ્યાં ... ગીના દરમ્યાનમાં મારો બાપ પોતાના ફીરકાના મુખ્ય લોકો સમેત કાફલાના ... દારી તથા ચોકાસી રાખતો હતો અને તેને નીશ્ચય ઠરાવ કરી રાખ્યો હતો ... માદમી તેના કાફલાને આગલ વધવામાં અટકાવ કરે તો તેમની સાંમને ... અમારા ભાયેગે અમારી યારી ફાધી કુરડી ગોવલ્યા જે અમો પસાર ...વલા ગામામાં વસ્તા ... તેઓ સીવાયે અમને બીજા કંઇ લોકો નજર પડ્યાં ન હતા.

જયારે અમો એક આશરો આપનારી જગ્યા તરફ જઇ પોહતા ત્યારે ઇરાનના પાદશાહનાં એક બળવંત શાહજાદાના મુલકની રાજ્યધાંની કેરમાંનશાહ તરફ મારો બાપ ગયો કે તે શાહજાદા પાસેથી આસરો અને પનાહ માંગે તથા ઇરાંન દેશ માંહેલા કાંઇ ફલવંત ખેતરોમાં વસ્વાની પરવાંનગી માંગી લે. અમો મોટી ફીકર સાથે તેના આવી પોહચવાની રાહ જોતા હતા કારણ કે તે દરમ્યાંન તુરકી તથા ઇરાંની લોકો બંને તરફથી અમારી ઉપર હલ્લો કરે તેની અમો ધાસ્તી રાખતા હતા, પણ બંને મુલકના પાદશાહો પોતાના દેશમાં એક બીજાની ભમતી પ્રજાને આવી વસેલા જોઇ ખુશી થાયછે તેથી કેરમનશાહના હાકમ તરફથી અમને કાંઇ પણ ઇજા પોંહચી ન હતી.

અંતે મારો બાપ ત્યાંથી પાછો ફર્યો અને તેની સાથે શેહરનાં હાકેમનો એક અમલદાર પણ આવ્યો હતો. તે શાહજાદાએ અમને પોતાનાં દેશની જમીનનો એક કટકો આપ્યો જે ઇરાંન દેશની શરહદ ઉપર આવેલો અને તેમાંથી દસ ખેતરો થઇ શકે એટલો મોહટો હતો. અમારૂં સીયાલામાં રેહવાતું મકાન પાહડોની કઢણમાં પુરતા આસરા ભરેલુ હતું અને તેની એક ઓરદુથી વેહતાં બીલોર સરખા પાણીનો એક ઝરો પસાર થતો હતો અને તે જગ્યાથી અમારૂ હુનાલાની રૂતમા રેહેવાનુ મકાંન જયાંથી ત્રણ દીવશની મંજલ હતું તે પાહડોની ખીણમા ઘણીજ ઠંડી જગ્યામા આવેલુ હતું. ત્યાં ઘાસ અને પાણી પુસ્કળ હતું અને તુરકી લોકો જેઓ અમને હેરાન કરવા ચાહતા હોય તેઓની નજરથી અતીઘણી વેગળાઇ ઉપર આવેલું હતું.

કેરમાનશાહના શેહરમાં મારા બાપને સર્વે કોઇ સારી પેઠે ઓલખતું હતું અને જયારે તેના તે શેહેરમાં આવી લાગ્યાની તથા તેને ક્યાં કામ સર ત્યાં જવુ આવવું પડતું હતું તે ત્યાંનાં તમાંમ લોકોને માલમ પડયું હતું તે શેહરમાં જઇ પોહતાને વાર મારો બાપ શેહેરના પાદશાહની હજુરમાં ગયો. તેને જોઇને તે પાદશાહ ઘણો ખુશી થયો હતો અને તેની ઘણી સારી રીતે બરદાસ્ત લીધામાં આવી હતી અને તેનો મરતબો વધારવાની મતલબથી એક ઉંચી કીંમતનો શરપાવ આપી તેને પાછો વદયા કીધો હતો. તેને ઇરાન દેશમાં રાખી જમીનના મોટા કટકા તેના હવાલે કીધા તેમાં રાજાએ કાંઇપણ સરતો કરી નહી હતી પણ સાંમની તેની તથા કુતુંબની સંભાળ રાખવાને અગણીત વચનો આપ્યાં હતાં. એ શાહાજાદાએ મારા બાપને કહ્યું કે "અગરજો તે પાદશાહ તમને તથા તમારી ટોલીનાં લોકોને પોતાના રાજની મીરાશ છે એવો દાવો ઉઠાવી મારી પાસે પાછા માંગવાની અરજ કરશે તો તેના

ાપ્રને હું બાલી જાલી નાંખીશ અને તેની દહાડીની ઠેકડી કરીશ. ખોદાએ ը
ંપાટી સર્વે કોઇને માટે ખોલ્લી છે અને અગર આદમી જાત એક ઠેકાણેથી
લે તો બીજે ઠેકાણે જ્યાં તેનુ ભલુ થાએ ત્યાં તે જવાને મુખત્યાર છે.”

તકમાં અંતે નવા મુલકમાં અમો જઇ વસ્યાં. અને અમારો આગલો ધ
ંજ્યાં.

ાહજાદાએ ધાર્યુ હતું તેમ બન્યું. અમો ત્યાં જઇ પોંહચ્યે એટલામ
ામલદાર કેરમાંનશાહ તરફ આવી પોંહચ્યો. તે પોતાની સાથે
ાવ્યા હતો. તેમાં ાગયું હતું કે મારા બાપને તથા અમારા વર્ગના તમામ લોકોને તે
મુલકમાં પાછાં મોકલી દેવાં તે સાથે તે રૂકકામાં અમે કેવી રીતે નાહસી ગય
પણ લખી જણાવ્યું હતું. તેમાં મારા બાપને ચોર કરી લખ્યો હતો અ
ાડી ચોરી લઇ જવાનો તેની ઉપર આરોપ મેલ્યો હતો. વલી તેમાં એ
તે ઘોડી તે પાદશાહની મીરાસ હતી માટે જો તે ઘોડી પાદશાહને વાસ્
કલી દીધામાં ન આવશે તો તેને બદલે ઇરાની મીરાસ ઉપર જલદીથી
સઘલી બીના મારા બાપને જણાવ્યામાં આવી અને તાબરતોબ પ
ાવી મંગાવ્યો.

આ ખબર પડતાંને વાર અમો સર્વે મોટી ધાસ્તીમાં પડયાં. આ
કે તે ઘોડી પાછી મેલવવાને માટે તે પાદશાહે આકાસ અને જમીનને એક ઠ ..ખવામાં
ંગ બાપને ખરાબ કરવામાં કસી બાકી રાખી નહીં. વલી એ પાદશાહ સારખા જબર-
ી ખટપટ લાંચ રૂશવત અને કાવાદાવાની સામે થવાને અમો એક ગરીબ અને
બીલકુલ અશકત્ત હતો તે ઉપરાંત જે શખ્સના હાથમાં એક અમુલ્ય ધન હોય
ોકો ખચીત એક લુટારો કરી ગણે, અને અગર હાલ નહીતો કોઇ પણ બીજે
.કા તે ઘોડી અમારા હાથમાંથી છીનવી લેવાની તક છોડે નહીં. વળી અમે
ાના લોકો છીયે એમ માલમ પડતાંને દરેક ઇરાની અમારી સાથે અદાવત
અમારી ઉપર ધીટકાર રાખ્યા વીના રહે નહીં, કારણ કે તેઓ અલીના ચેલાઓમાં
ત ... ને અગર ઘોડીની ...

મેહલ સર્વે કોઇને માટે ખોલ્લો છે ને હરેક પરદેશી જેને શાહનાં લેબાશની દાં
ાથ લગાડયો કે તેજ વખતથી તેને સમજવું કે તેના એક પણ બાલને કા
નાર નથી. તમોએ અમારી પનાહ માંગી અને તે જો અમો ના પાડયે
ાાનાં ખપીએ નહીં. જાઓ તમે તમારા તંબુ તરફ પાછા ફરો અને
સરદાર અને અમે છેઇએ, અમો અમારૂ ફોડી લેઇશું."

દેશનાં શાહના શાહજાદાનાં આ સઘલા મધુર વચનો સાંભલી એ
પ્રંજ થઇ, તેની ફતેહની ખુશાલીમાં મારા બાપે પોતાની મંડલીના ...
એક જીયાફત આપી અને તેઓની સાથે સર્વેની હાલની સ્થીતી અને હવે પછીની
... તકરારો ચલાવી હતી. અમો નાહસી આવ્યામાં ફાવ્યા તેથી એક સીવાય
.ખમાં લપટાયાં અને તે એક માણુસ તે મારા બાપનો કાકો હતો. જે ઇરાંની
ાહીતગારી ધરાવતો હતો કેમકે જ્યારથી તે એક જવાંન ગબરૂ હ
ખીદમતમાં તે રહેલો હતો અને તે પાદશાહની કબુલાતો તથા મ
વીશ્વાસ રાખતો ન હતો. મારા બાપના કાકાએ તે મંડલીના લો
ોકોને ઓલખતા નથી, તેમની સાથે તમને કદી પણ કામ પડયું
ાના ચાપલોસી ભરેલા શબ્દોથી તથા તેમની લેજતદાર ચાલચલ
... ા કહેલી સલામતીની જાળમાં ફસીને નચીંતની ઉંઘમાં લોટો છો. પણ
તેઓની ..ાથે લાંબી મુદત સુધી વશ્યો છું તેથી તેઓ જે બોલે છે તેને કેટલું
આપવું તે હું શીખ્યો છું. શુરા મરદોની પેઠે લડાઇના મેદાનમાં ઢાલ તલવા
ભાલાથી તેઓ લડતા નથી. હથ્યારોને બદલે તેઓ દગલબાજી, ઠગાઇ અને
રેછે અને તમે કદી પણ ન ધારો તેવે વખતે તમે એક જાળમાં ફસ્યા
આવી પડો છો. જ્યારે તમો જાણુતા હોવો કે તમે ગોલાબના ફુલના બીછાના
તેજ વખતે ખરાબી અને પાયામાલી તમને વચમાં ઘેરી લે છે. ખોટું બોલવું
લોકોની મોટી એબ છે. તમે જાણુતા નથી શું કે તેઓ જે બોલે છે તેના પ્રત્યેક
... લોકો સાચું બોલે તેમને સોગંદ સાથે શું કામ છે?

લામણ કરૂં છું કે તમોએ ઇરાની લોકો ઉપર ઇતબાર મેલવાનું કામ છોડી દે
ઓ માતબર હોય કે શાહજાદા હોય.

પાછલથી બનેલા બનાવ ઉપરથી માલમ પડયું કે તે બુજરગ આદ
કહી હતી તે ખરી પડી અને તેથી એજ બન્યું કે હાલ જે હાલતમાં તમે
જોવો છો તે હાલતમાં મને નાંખી છે!

ત્રશે મોટે પ્રોઢીએ અમારી છાવણીમાં કુતરાઓમાં મોટી ગડબડ
ભસવા લાગ્યા અને ઘણો ભારી ઘોંઘાટ કરી મેલ્યો. હમો
...વા મુગા ... પણ તેઓ મુગા રહ્યા નહીં. વારેઘડીએ વરૂ લોકો અ
ઉપર તુટી પડી હોમલો કરતાં હતાં તેમને અમારા કુતરાં ભોંસીને અટકાવ કર
ઉપરથી તેમના ભોંસવા ઉપર પેહલા અમે કશું ધ્યાન આપ્યું નહીં પણ અંતે
તથા તેના દીકરા ઉઠી ઉભા થયા અને પોતાની બંદુકો લઇ શું બનાવ બન્યો
નીકલ્યા. તેઓ વીશ કદમ આગલ ન ચાલ્યા એટલામાં તેમને તેઓની
ર જોયો, ત્યાર પછી એક બીજો અને થોડો એક વખત થયાબાદ
વી લાગ્યા; ટુકમાં કહીયેતો તેમને માલમ પડયું કે તેમનાં તમામ
ા હતા. મારા બાપે તેજ વેલા આ કામની ચેતવણી આપી
બ સર્વે કોઇ દોડધાંમ કરવા મંડયા. તે સ્વારોએ મારા બા
તેને પકડવાની કોશેશ કીધી પણ પેહલો સ્વાર જે તેના આંગ
તેને તેજવેલા ગોલી મારી ઠાર કીધો અને બીજાને પોતાની શમશેર વતે ...સ કીધો;
આવાજ અને જંગબાજીનો ઘોગાત થયાથી તે હલ્લો કરનારાને ગોયા નીશાની મળી
ો પુરા જોશથી કરવો અને થોડા વખતમાં તે તમામ સ્વારો જુદે જુદે માર્ગથી
ણીમાં દાખલ થયા. તેઓની મુળ મતલબ દેખતી રીતે તે ઘોડી લેઇ જવાની
કે જનાની તંબુ ઉપર તેઓએ પેહલો હલ્લો કીધો અને આસપાસ ત્યાં તપાસ
ર તે ઘોડી તેમને મળી આવી.

ાહર ફાટી ને જ્યારે તડકું નીકળ્યું ત્યારે અમને માલમ પડયું કે જે લોકો હમારી ઉપર
ાવ્યા હતા તે ઇરાનીઓ હતા, અને તે સાથે અમને ... ...ય

ણીના ફરમાવ્યા પ્રમાણે અગાસી ઉપર તેજવેલા ચહડી ગયો અને ઝીના
મક વચે જેજે બનયું તે મેં ત્યાંથી જોઇ લીધું. ઝીનાબને એકલી જો
ખુશી થયા અને તેની સાથે એટલાતો હેત પ્રીતના વચનોથી બોલ
નો ધણી તરત પાંમી જયા વગર રેહજ નહીં કે ઝીનાબ તરફ તે અહેમકન
ો. ઘરમાં પેસતાં વાર જ્યારે તેને બારીમાંથી પોતાની ખાનમના ારડામ
યાં શુફરો બીછાવી ખાનું મેલેલું નજર આવ્યું તે સાથે ેાં
હોય એવો દેખાવ દીસ્યો. તે ઉપરથી ઝીનાબને તે કેરલા
ાં ખાનમ તથા તેની સાથની કેટલીએક સ્ત્રીઓ ત્યાં આવા લાગ્યા. ત હકાન
મ એક બીજાથી જુદાં પડે તેની આગમચ અનચીતી તે ખાનમ ત્યાં આવી પો-
અહેમક મીરઝા સાથે વાતો કરતા જોઇ તે ખાનમના દેખાવમાં એહવોતો ફેરફાર
ેખાવ કોઇ કાલે પણ હું વીશરનાર નથી.

તેવી રીતના માનથી તે ખાનમ બોલી કે "સલામ આલેકુમ હું તમારી
હું ઉમેદ રાખું છું કે તમે બંને નામદારોની તંદોરસ્તી સારી પેઠે હશે
મન ચમનમાં ગુજાસ્યો હશે. મને ભયે લાગે છે કે એટલું જલદીથી
ેની શીકલ ઉપર લોહી ચહડી આવ્યું તેથી ઠઠા મસકરીની ઢપ
.નાં આવી તે બોલી કે તમે નાસતો પણ કીધો તે મારાજ ઓરડા
..ના! ત્યારે મારે એમજ સમજવું કે હું એક કુતરા કરતાં પણ નબેતર
હવે માર ઘરમાં મારાજ ગાલીચા પર મારાજ તકીયા પર મારાં ગોલામો મોજ
છે! વા અલ્લા ઇલ અલ્લા ખોદા તો એકજ છે. હું આ તમાશો જોઇ ઘણીજ
છું. મારા આસ્માની દરજ્જા ઉપરથી હું જમીનની ખાકમાં પડીછું."

ત્યાર બાદ તે પોતાનાં ખાવીંદ તરફ જોઇ તેને કેહવા લાગી કે "રે મીરઝ
મારી તરફ જોવો અને મારા જીવનાં સોગંદ ખાઇ તમે મને કહો કે આદમ
તમને આદમી કરી ગણું કે એક અહેવાન કરી ગણું? તમે પોતે હકીમછો બલકે પો-
નાનાં એક લોકમાન છો બલકે એક વાંદર મુખી પીર છો, અને આ બકર દહાડીથી
રકી સ્ત્રી સાથે એશકબાજીની ગમત કરો છે. એવી